# पूज्य श्री हीराचंदजी स्वामीनो रास.

બનાવનાર

શા. ચુનીલાલ નરસીદાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

પરીખ પાનાચંદ ઝવેરચંદ,

શા. પરશોતમદાસ હીમચંદ,

પરીખ મોહોલાલભાઈ નેમચંદ.

પ્રત ૧૦૦૦.

અમદાવાદ

ખાડીઆમાં સારંગપુર જવાની સડક ઉપર મેહેતા પીતાંબરદાસ ત્રીભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેસંગભાઈ મુળજીએ છાપ્યો.

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.

કીમત ચાર આના.

# पूज्य श्री हीराचंदजीस्वामीनो रास.

બનાવનાર

શા. ચુનીલાલ નરસીદાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

પરીખ પાનાચંદ ઝવેર,

શા. પરશોતમદાસ દીપચંદ,

પરીખ મોહોલાલભાઈ જેચંદ.

એઓએ મળીને.

અમદાવાદ

ખાડીઆમાં સારંગપુર જવાની સડક ઉપર મેહેતા પીતાંબરદાસ ત્રીભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં પટેલ જેસંગભાઈ મુળજીએ છાપ્યો.

સંવત ૧૯૪૬—સને ૧૮૯૦.

કીમત ચાર આના.

श्री

# पूज्य श्री हीराचंदजीस्वामीनो रास.



## दुहा.

સમરૂ સતશાસન ધણી, ચોવીસમા જીનરાજ;
સિધારથ સુત વ્રધમાનજી, સારે આતમ કાજ. १
એવા દેવ અરીહંતને, પ્રેમથી લાગુ પાય;
પ્રથમ નમુ ભાવે કરી, સ્વામી કરજો સહાય. २
અનંત ગુણુની આગળે, સમર્થ સીતળચંદ;
સત્ય મને સમરૂ સદા, દીનદીન પ્રેમ આણંદ. ३
સાર ન જાણું સુત્રનો, ઊંડા જેના ભેદ;
રાસ કરૂં રંગે કરી, આણી અતિ ઉમેદ. ४
રાખો શરણે સારદા, સમરૂં ધરીને મંન;
મેહેર કરો મુજ ઉપરે, શુધજ હોય વચન. ५

## ઢાળ પહેલી.

(વાલમ વેહેલા પધારજોરે; એ દેશી.)

સમરૂ સરસ્વતી માતનેરે, તેમાં ગુણ ઘણા અપાર હોલાલ; १

આપે વાણી જે નીરમળીરે, સુદ્ધબુદ્ધ સુખકાર હોલાલ.
સમરૂ સાચી હું સરસ્વતીરે એ આંકણી. ૧
જે કોઇ સરસ્વતી શાધન કરેરે, તેની જીભાયે જશ થાય હોલાલ;
બુધ્ધ ભાગેરે ભવ તણીરે, દુખ દુર પળાય હોલાલ. સ૦ ૨
મોટી સરસ્વતી માતછેરે, મુજને એહ તણો આધાર હોલાલ;
તુષ્ટ થાય જો સારદારે, જીભ આલે ઝડપ તેવાર હોલાલ. સ૦ ૩
પ્રણમી પ્રેમથી સરસ્વતીરે, નમુ ગૌત્તમ સ્વામ હોલાલ
ગણધરશ્રીરે માહાવીરનારે, ઇન્દ્રભુતી જેનું નામ હોલાલ. સ૦ ૪
લબ્ધી વડા આ લોકમાંરે, વીર તણા વજીર હોલાલ;
ગુણગંભીર ગોયમારે, સમતાસાગર ધીર હોલાલ. સ૦ ૫
કષ્ટનીવારણ નાથજીરે, આપો અફલ આજ હોલાલ;
મુજને ગાવાનું મન થયુંરે, રાખો માહરી લાજ હોલાલ. સ૦ ૬
શરણો સાહેબ તાહરોરે, અવર નહિ આધાર હોલાલ;
અફલ આદીછે માહરીરે, હર્ષ અતિ અપાર હોલાલ. સ૦ ૭
આવડે તેવું હું તો કરૂંરે, મુજ બુદ્ધિ પ્રમાણ હોલાલ;
રાસ ગાઉ રસે ભર્યોરે, ઉલટ અંગમાં આણ હોલાલ. સ૦ ૮
પંડિત પુજ્ય હિરાચંદજીરે, ગિરૂવા ગુણગંભીર હોલાલ;
સાધુજી થયા શોભતારે, પંચમા આરામાં ધીર હોલાલ. સ૦ ૯
પ્રસંસા પૃથ્વીમાં થઇરે, રૂડી જેનીછે રીત હોલાલ;
શાસન દીપાવ્યું માહાવીરનુંરે, ચોખ્ખુ નીરમળ ચિત્ત હોલા.
સમરૂ૦ ૧૦

એવા મુનીના ગુણ ગાવતાંરે, દુઃખ જાવે સહુ દૂર હોલાલ;
સુખ સંપતને સાહ્યબીરે; પામે તે ભરપુર હોલાલ. સમરૂ. ૧૧
હીરાતુલ્ય હીરાજી થયારે, દરીઆપરીગચ્છ મોઝાર હોલાલ;
ધરમસી શીંઘાડામાં શોભતારે, હીરાચંદજી અણગાર હોલાલ
સમરૂ ૧૨
કીયા દેશના વાસીયારે, કીયું તેમનું ગામ હોલાલ;
કીયા કુળમાં ઉપન્યારે, શુંછે માત પીતાનું નામ હોલાલ. સ૦ ૧૩
કોની પાસે સંજમ આદર્યોરે, કીયા ગામ મોઝાર હોલાલ
કેની પાસે તે બુઝીઆરે, કેટલી ઉમરમાં સાર હોલાલ સ૦૧૪
કેવી રીતે સંજમ પાળીઓરે, કેવા કીધાં છે કામ હોલાલ;
કેવી રીતે પરીસા સહ્યારે, કેવી રાખીને હામ હોલાલ. સમરૂ૦ ૧૫
ઉત્પત્તિ કહુંછું એમનીરે, પુરી ઓગણીશ ઢાળ હોલાલ;
શ્રોતાજન સહુ સાંભળોરે, એથી તુટે કરમની ઝાળ હોલાલ સ૦ ૧૬
ઢાળ પેહેલી પુરણ થઇરે, આગળ વાત રસાલ હોલાલ;
ચિત્ત ધરીને સાંભળોરે, કહેછે ચુનીલાલ હોલાલ. સ૦ ૧૭

---

## દુહા.

ઉત્પત્તિ હીરાજી તણી, સુણજો સૌ નરનાર;
સાંભળતાં સુખ ઉપજે, ઉત્તમના ગુણ સાર. ૧
ગુણગાતાં પાતીક ટળે, સમરે સંકટ જાય;
મુનીવરનો મહિમા ઘણો, સાંભળતાં સુખ થાય. ૨

## ઢાળ બીજી.

(વીરા મારા ગજ થકી ઉતરો. એ દેશી.)

જંબુદ્વીપના ભરતમાં, એશીયાખંડ મોઝારરે;
દેશ તે હિંદુસ્તાન છે, સૌથી મોટો સારરે.
ભવીયણ સુણજો ભાવશું. એ આંકણી. ૧
તેમાં પ્રાંત મારવાડ છે, નવકોટી કેહેવાયરે;
સારો દેશ એ સર્વથી, જેમાં ઉત્તમ ઉત્પન્ન થાયરે. ભવી. ૨
તે પ્રાંત વીશે એક ગામ છે, ધુરેકોટ છે નામરે;
વરણ અઢાર વાસો વસે, સુખે રહે તે ઠામરે. ભવી. ૩
ગામમાં ઘણા ગરાશીયા, વસ્તી અનોપમ સારરે;
હીમાજી અદભુતછે, સુંદરબાઈ તસ નારરે. ભવીયણ. ૪
ગરાશીયા કુળ જેહને, નરનારીને પ્રીતરે;
સરળ સ્વભાવીક જીવછે, રહેછે રૂડી રીતરે. ભવી. ૫
પુરવ કર્મ ઉદય કરી, સુંદીરબાઇને થયો પુત્રરે;
પુન્યવંત જીવ પ્રગટ થયો, વાંધુંછે ઘર સુત્ર. ભવીયણ. ૬
રૂપ કળા ગુણ આગળા, ચતુર શીરોમણ એહરે;
કાંતી જોઇ નામ પાડીયું, હીરાજી શુભ જેહરે. ભવી॰
માત તાત મન ભાવશું, લડાવે પુત્રને લાડરે;
આશા રાખી અતી ઘણી, જનુની કરે એમ પાડરે. ભવી॰ ૮
પુત્રને એમ મોટો કરે, વરસ થયાંછે સાતરે;
ભાગ્યશાળી ભરપુર છે, સુણજો તેની વાતરે. ભવી॰ ૯

ગરાસ જમીનને કારણે, હીમાજીને થઈ લડાઈરે;
તકરાર પડી તે ગામમાં, માંહોમાંહે બાઝ્યા ભાઈરે. ભ૦ ૧૦
રીસ ધરી ગામ ઉપરે, હીમાજી તત્પર થાયરે;
નાર પુત્રને સાથે લઈ, ગામ છોડીને જાયરે. ભવી૦ ૧૧
ચાલતાં ચાલતાં આવીઆ, ગુજરાત પાલડી નામરે;
રાજ્ય નગરથી ઢુકડે, સાત ગાઉ તે ગામરે. ભવી૦ ૧૨
વણીક વડા તે ગામમાં, શ્રીમાળી સૌ સારરે;
ધર્મ પાળે વીતરાગનો, સુત્રના સાંભળનારરે. ભવી૦ ૧૩
ખોબાભાઈ છે ગામમાં, મલુકચંદના તંનરે;
દશાશ્રીમાળી વાણિઆ, ઉત્તમ જેનું મનરે. ભવી૦ ૧૪
તેમને ઘેર જઈ ઉતર્યા, હીમાજી હીરાચંદરે;
ખાય પીયે ને ખુશી રહે, આણી મન આણંદરે. ભવી૦ ૧૫
એમ દિવસ ઘણા વહી ગયા, માસ છ માસ તે વારરે;
સુખ શાતાએ રહેતાં થકાં, શો બન્યો વીરતારરે. ભવી૦ ૧૬
બીજી ઢાળ પુરણ થઈ, એ કહ્યો અધીકારરે;
ચુનીલાલ કહે સાંભળો, આગળ સરવે સારરે, ભવી૦ ૧૭

---

દુહા.

એવી રીતે રહે ત્રણે જણા, માત તાતને બાળ;
ઘણા દિવસ જાતાં થકાં, ખુટયો બેહુનો કાળ. ૧

માતા પીતા પરભવ ગયાં, આયુષ પુરણ કીધ;
હીરાજી રહ્યા એકલા, ગામ માંહી પરસીધ. ૨

ઢાળ ત્રીજી.

(સાંભળજો નરનારી સર્વે શહેરનાં જો એ દેશી.)
સાંભળજો નરનારી અતી આણંદશું જો
હીરાજી કેરૂં હવે વરતંતજો;
ઊમરતો થઈ છે વરસજ આઠનીજો,
સુંદીર રૂપને શોભે છે ગુણવંતજો;
સાંભળજો નરનારી અતી આણંદશું જો એઆંકણી. ૧
રહેછેરે રળીઆત થઇ રૂદીયા વિશેજો,
પાલડી વિશે ધરીને પ્રીતજો;
શ્રધ્ધારે શ્રાવક છે સઉકો ગામનાજો,
એકવીશ ગુણને શુધ છે સમકીતજો સાંભ. ૨
કે હીરાજીને રાખે બહુ હેતે કરીજો,
પ્રેમ કરી પહોચાડે મનના કોડજો;
સંભાળ રાખે છે મળીને સામટાજો,
ધર્મ કથા સુણાવે બેશી જોડજો સાંભ. ૩
જીનધર્મ સમજાવે સઉ જુગ્તી કરી જો,
બુધ્ધિવંતો દેખી સુંદીર બાળજો;
શીખવે છે સામાયક સત્ય મને કરીજો,

અર્થવિગી બતાવે થઇ ઉજમાળજો   સાંભ. ૪
ભણાવે ગણાવે સઉ ભાવે કરીજો,
ખાંમી નહિ ખચિત કહુંછું વાતજો;
અક્કલ તો અનોપમ જેના અંગમાંજો,
સરસ્વતિ જીભાએ છે સાક્ષાતજો   સાંભ. ૫
ભણેરે પંડિત ને જેવા શાસ્ત્રીજો,
તેવી રીત ભણે ધરીને ધીરજો;
નવકાર ને સામાયક સઉ મોઢે કર્યાજો,
પ્રણામ જેના ધર્મ વિષે છે સ્થિરજો   સાંભ. ૬
લઘુરે ઉમરને બાળે વેશમાંજો,
લેશ નહિ અપલક્ષણ અંગ મોઝારજો;
લક્ષણ તો લાયક છે શાયક દીપતાજો,
ખાંમી નહિ કોઇ વાતે કરી લગારજો   સાંભ. ૭
વિવેકી નેકીરે જોઇ દૃષ્ટ કરીજો,
શ્રાવક સઉ વિચારે મનની માંહ્યજો;
ઉત્તમરે પુરૂષ છે આ અવની વિષેજો,
જોઈ કાન્તિ જુગતે કરીને જ્યાંહ્યજો   સાંભ. ૮
જગતવિષે જશકારી છે આ બાળકોજો,
ચતુર શીરોમણ ગુણતણો ભંડારજો;
વલ્લભરે વાણીરે એના મુખનીજો,
સુણતાં મીઠી લાગે અમૃત સારજો   સાંભળ. ૯

આગળરે જતાંરેતે અજુવાળશેજો,
દેશેદેશે કાઢશે મોટું નામજો;
મહિમારે વધેરે વડો આ લોકમાંજો,
કરશે કાંઈક સુક્રીત મોટું કામજો સાંભ. ૧૦
કૃપાળુ જોઈ એવી રીત કિમત કરીજો,
પારખું પ્રત્યક્ષ સઉ મળીને કીધજો;
છાયોરે વાદળ પણ સુર્ય છુપે નહિજો,
ચંદ્ર છુપે નહિ હોય તારા વિધવિધજો સાંભ. ૧૧
સુરોરે સંગ્રામે ઢાંકયો રહે નહિજો,
માગણ દેખી દાતા છુપે નહિ આપજો;
નથી ઢાંકી રહે નારી તેના નેણથીજો,
મિત્ર ઢાંકયો રહે નહિ થાય મળાપજો સાંભ. ૧૨
હીરાજી ઢંકાણા ઢાંકયા નથી રહેજો,
દિન દિન વાધે બુદ્ધિ બહુ વિશેષજો;
પુર્વ પુન્ય ઊદય જુગતિ આવી મળીજો,
જીનધરમનો લાગ્યો છે ઊપદેશ જો સાંભ. ૧૩
ભુખ્યાને મળેરે ભોજન ભાવતુંજો,
તરશ્યાને મળે ગંગાજળ નીરજો;
ભુલ્યાને મળેરે મારગ ભુમિઓજો,
બહેનીને જેમ મળે પોતાનો વીરજો સાંભ. ૧૪
એવીરે રીત શુજોગ આવી મળ્યોજો,

પુર્ણ બનાવી તીસરી તે ઢાળજો;
પુન્ય પ્રગટ થયારે પુર્વભવ તણાજો,
કર જોડીને કહેછે મુનીલાલજો.
સાંભળજો નરનારી અતિ આણંદશુંજો. ૧૧

---

## દુહા.

એમ રહે પાલડી વિષે, હીરાચંદ તેવાર;
દુઃખ ધરે નહિ દિલ વિષે, વિદ્યા ભણેછે સાર. ૧૩
એમ કરતાં શું નીપજ્યું, સુણજો નરને નાર;
કશળબાઈ પધારીઆં પાલડી ગામ મોઝાર. ૨
હર્ષ વાધ્યો ઘણો ગામમાં, સર્વે તત્પર થાય;
મહા સતાજી પધારીયાં, દરશન કરવા જાય.

## ઢાળ ચોથી.

(શ્રી શ્રીમંદિર સાહેબ મેરા. એ દેશી.)
ગુણવંતા ગુરાંજી પધાર્યા, સઉને હર્ષ ન માયજી;
નરનારી સઉ સ્નેહ ધરીને, દર્શન કરવાને જાયજી.
ગુણવંતા ગુરાંજી પધાર્યા એ આંકણી. ૧
જુવાન વૃદ્ધ ને બાળક નાના, મળીને લાગે પાયજી;
સુત્ર સુણે સૌ વિવેક કરીને, ગુણ સતિના ગાયજી ગુ. ૨

હીરાજી પણ જાય તેવારે, સૌનો કરી સંગાથજી;
ઉલટ ભાવ અતિશે અંગે, જઇને જોડે છે હાથજી ગુ. ૩
વાંદી બેસે કશળબાઈ પાસે, ગોરૂ રૂપ વદંનજી;
શીખે સાંભળે સત કરીને, નીરમળ જેનુ મંનજી ગુ. ૪
વનિત જોઇ કશળબાઇ વદેછે, આ કોનો છે બાળજી;
નાની ઊંમરને નૌતમ દેખી, પુછે છે તતકાળજી ગુ. ૫
વાણી સુણીને શ્રાવક વદે છે, સુણો સતિ સત્ય વાતજી;
પુછયાનો પ્રતિઉત્તર આપે, મનમાં થઇ રળીયાતજી.ગુ. ૬
મારવાડ દેશ મનોહર મોટા, ધુરોકોટ છે ગામજી;
હીમાજી તન હીરાજી અનોપમ, સુંદરબાઇ માતાનું નામજી ગુ. ૭
રજપુત કુળ ગરાશીઆ જાતે, રહેતા તેને ઠામજી;
ટેટા પડે ગામ તજી નીકળીયા, આવ્યા પાલડી ગામજી ગુ. ૮
પાલડી મધ્યે આવી પહોંચ્યા, માત તાતને તંનજી;
ઉત્તમ જોઇને ઉતારોરે આપ્યો, રહે ધરીને મંનજી.ગુ. ૯
એમ રહેતાં પુત્રને મુકીને, પરભવ પહોંચ્યાં માબાપજી;
આ પુત્ર તો રહ્યો એકલો, શ્રાવકને ઘેર આપજી. ગુ. ૧૦
ધર્મ કરેછે ધીરજ રાખી, એકલડો નિરધારજી,
માટે સ્વામીજી ધર્મ સંભળાવો, જાણીને ઉપકારજી. ગુ. ૧૧
શ્રાવકે મળીને સ્વામીજીને સુંપ્યા, પાલડી ગામ મોઝારજી;
સુત્ર સીદ્ધાંત સુણે સો ભાવે, પાસે બેશી તેવારજી ગુ. ૧૨
ભાવે તેનો ભેદજ જાણે, સમજીને જાણે સારજી;

તીક્ષ્ણ બુદ્ધિ જેના તન અંદર, પ્રાક્રમનો નહિ પારજી ગુ. ૧૩
શિખ્યાકાળ ત્યાં પૂર્ણ કરીને, કશળબાઈ તત્પર થાયજી;
હીરાજી સંઘાથ લઈને, વીસલપુરમાં જાયજી. ગુ. ૧૪
વળીરે એત્ર વિસલપુર ભારી, ગુજરાતમાં પ્રખ્યાતજી;
શ્રાવક સો વસે ગામ અંદર, દશાશ્રીમાળી નાતજી. ગુ. ૧૫
ગાદી ગુરૂની ગામ વિસલપુર પુજ્યની કહેછે પાટજી;
આસ્તા રાખે ભવીજીવ એની, તેના ટળે ઉચાટજી. ગુ. ૧૬
મહિમામાંરે વિશલપુર મોટું, જીનમાર્ગનું ધામજી;
દયા ધર્મ દીપે છે જેમાં, ગુણવંતુ છે ગામજી ગુ. ૧૭
એવેરે એત્રે કશળબાઈ આવ્યાં, આવ્યા શિખ્યાકાળજી;
મહાસતિ મોટા આરજાજી, વાણી જેની રસાળજી ગુ. ૧૮
સાંભળી વાત શ્રાવક સો ઉઠયા, દર્શન કરવા કાજજી;
નમાવી શીષ્ય નમસ્કાર કરતા, લાએણી જેની લાજજી.ગુ. ૧૯
હવે હીરાજી બાજુડે બેશે, બેઠાછે તેમની પાસજી;
બાળક બુદ્ધિવંતો બહુ દેખી, શ્રાવક કરે અરદાસજી. ગુ. ૨૦
વિવેક કરીને વિસલપુર આવ્યા, ચોથી ઢાળ મોઝારજી;
ચુનીલાલ કહે ચિત રાખી, આગળ કહુ વિસ્તારજી ગુ. ૨૧.

---

**દુહા.**

શ્રાવક સો સતિને કહે, આ કોનો છે બાળ;
કીયા ગામથી આવીઓ, તમ સાથે તતકાળ. ૧

વાત સુણી વાણી વદે, કશળભાઈ તેવાર;
શ્રાવકને સંભળાવતાં, સતિજી સમાચાર. ૨
સજ્જ થઈ સૌ સાંભળો, હીરાજીની વાત;
પંચમી ઢાળમાં વર્ણવવું, સત્ય કરી સાક્ષાત. ૩

## ઢાળ પાંચમી.

(વારૂંછું વીઠુલરે પાલવ મત તાણો એ દેશી.)
કશળભાઈ કહેછે રે, સુણજો સૌ ભાવે;
મારવાડ છે મોટીરે; નવકોટી કહાવે. ૧
પુરોકોટ ગામ તોરે, શોભા છે સારી;
હીમાજી ગરાશીઆરે, સુંદરબાઇ નારી ૨
તેનો પુત્ર આછેરે, હીરાજી નામે;
જમીનની લડવાડરે, થઈ તેના ગામે. ૩.
ક્ષિણમાં તે છોડીરે, ગામ તજી નીકળ્યા;
માત તાતને તનજરે, ત્રણે પંથ પળ્યા. ૪
ગામ ગામે ફરતાંરે, હિમ્મત બહુ લાવ્યા;
ઘણા દિવસ વહી ગયારે, પાલડીમાં આવ્યા. ૫
મલુકચંદ મોદીરે, તંન બોઘાભાઈ;
તેને ઘેર ઉતરીયારે, શાતા બહુ પાઈ. ૬
ઘણા દિવશ વહી ગયારે, પછી તો શું થાવે;
સુંદરબાઈ હીમાજીરે, મરી પરભવ જાવે.

હીરાજી આતોરે, એકલડો પડીઓ
ભાઈભાઈને ઘેરરે; ધર્મમંગે ભળીઓ. ૮
એવામાં અમરે, ગામમાં જઈ ચડીયા;
મુજને ત્યાં સુંપીરે, સૌ પાએ પડીયા. ૯
ભણે છે ભાવેરે, બહુ ઉલટ આણી;
સંજમ લેવાનીરે, મરજી મેં જાણી. ૧૦
માટે હું લાવીરે; વિસલપુરમાંહી;
ગુણવંતા ગુરૂજીરે, ઝવેરરખ છે જ્યાંહી. ૧૧
તેમની પાસેતોરે, સંજમ આદરશે;
પંચમહાવ્રત પાળીરે, ભવસાગર તરશે. ૧૨
આ વાતજ સુણીનેરે, સૌ મનમાં મહાલ્યા;
ઉછરંગ અતીશેરે, હીરાજીને લેઈ ચાલ્યા. ૧૩
પુજ્ય પંડિત પુરારે, ઝવેરરખ છે સ્વામી;
તેમના સન્મુખ આવીરે, કહે છે શીષ્ય નામી. ૧૪
ઓ સ્વામિ સુણજોરે, અમારી વાતલડી;
આ બાળક દેખીરે, શીતલ થઈ છાતલડી. ૧૫
નાની ઉમરનેરે, અક્કલ છે ઝાજી;
વળી શાન્ત સ્વભાવજરે, બુદ્ધિ બહુ તાજી. ૧૬
પ્રણામ તો પુરારે, ધર્મમાં વરતે છે;
શાણપણું સૌ એનુંરે, અમારી સર્તે છે. ૧૭
રીતી તો રૂડીરે, નથી કાંઇ ખામી;

માટે મહેર કરીનેરે, સંજમ દ્યો સ્વામિ. ૧૮
એવી રીતતોરે, શ્રાવક સૌ બોલે;
ગુરૂ ગુણવંતારે, ખરૂં મંનડું ખોલે. ૧૯
તપસી તપવાળારે, ઝવેરરખ છે સ્વામિ;
દુક્કર કરે કર્ણીરે, નરભવ તે પામિ. ૨૦
ઝાઝ જેમ સફરીરે; સમુદ્રમાં શોભેછે;
તેવા આ મુનીવરરે, શીરોમણી શોભે છે. ૨૧
સાગર સમતાનારે, સંજમ વ્રતધારી;
ગુણછે સત્તાવીશરે સાધુના ભારી. ૨૨
મોહ માયા તજીઆરે ધ્યાન શુકલ ધરતા;
લોભ લાલચ મુકીરે, કામ સુકૃત કરતાં. ૨૩
ઊમરછે ધરડીરે, મુનીવરછે મોટા;
ધીરજમાં ધોરારે, નથી તેના જોટા. ૨૪
દયાના દીવારે, છકાયના છે તાગી;
વાણીછે નીરમળરે, ઘણી મીઠી લાગી. ૨૫
જતના કરે જીવનીરે, મગનમાં માલેછે;
ઈર્યાસુમતીએરે, મુનિવર ચાલેછે. ૨૬
ઘણા ગુણ ભરીયારે, પાર નથી તેમાં;
મુજ મતીછે થોડીરે, નથી ખામી એમાં. ૨૭
તેમને ત્યાં સુપ્યારે, હીરાજી નામ;
શ્રાવક સૌ મળીનેરે, ઉભાછે સામે. ૨૮

સોંપીને સોદોરે, ઘરભણી જાવે;
સ્વામી સમિપેરે, હીરાજીને શું થાવે. ૨૯
થોડા દીવસ ભણીયારે ગુરૂ પાસે રહીને;
વિદ્વાન થયાછેરે, ઘણી વિદ્યા લઇને. ૩૦
વૈરાગ વાધ્યોછેરે, ઉલટ બહુ આણે;
સ્વામિના સન્મુખરે, બોલ્યા તે ટાણે. ૩૧
મહારાજા મુનીશ્વરરે, સંકટ સૌ કાપો;
કરૂણા તમે કરીનેરે, મુને સંજમ આપો. ૩૨
કર જોડીને કહુંછુંરે, ઢીલ નથી ધરવી;
ઝટપટ તમે કરોરે, વાર નથી કરવી. ૩૩
વચન એમ વદતારે, આતમ વશ રાખી;
માયાને મમતારે, સૌ મારી નાંખી. ૩૪
સંજમની વાતજરે, શી રીત થાવે;
નરનારી આનંદેરે, સુણજો સૌ ભાવે. ૩૫
ઢાળ પંચમી પુરણરે, સંજમ પ્રણામ થયા;
ચુનીલાલ વદેછેરે, દીઠા ભાવ દયા. ૩૬

---

### દુહા.

એવી રીત ત્યાં બોલીયા, હીરાચંદ કરજોડ;
ઝવેરરખની આગળે, આળસ અળગી છોડ.

ગીરૂવા ગુણ ગંભીરછે, ઝવેરરખ અણગાર;
શ્રાવક સૌ કર્યાં એકઠા, બોલ્યા તેણીવાર. ૨
જોશી તેડાવો જુગતશું, મહુર્ત આપે જોય;
હીરાજી સંજમ આદરે, શુભ દહાડો જે હોય. ૩
વાત સુણી સૌ ઉઠીયા, આણી મન ઉલ્લાસ;
હર્ષ વાધ્યો છે અતિ ઘણો, ગયા જોશીની પાસ. ૪
અનોપમ મહુર્ત આપીયું, શાસ્ત્ર સઘળાં જોઈ;
શ્રાવક સૌ ખુશી થયા, આનંદ મનમાં હોઈ. ૫
દક્ષણા દીધી જોશીને, હર્ષ ધરી અપાર;
સંજમની સોઈ કરે, તેનો કહું વીસ્તાર. ૬
વાત વધીછે ગામમાં, ઘેરઘેર લીલાલેહેર;
નરનારી તમે સાંભળો, શી થઈ હવે પેર. ૭

ઢાળ છઠી.

(સાકર કેરા કરા પડયા સાહેલીરે. એ દેશી)
શ્રાવક સૌ ઊછરંગથી, બલીહારીરે;
હરખ ધરે અપાર, શોભા શી વરણવું બલીહારીરે. એ આંકણી.
શોગ સંતાપ સૌ ટાળ્યા, બલી૦ વરતો જયજયકાર. શોભા૦
હાટશેરી હલબલ કરે, બલી૦ સૌકો મળી તે ઠામ; શોભા૦
સૌથી શ્રેષ્ટછે શેઠીઆ, બલી૦ દેખાડું તેનાં નામ. શોભા૦ ૨
દીપક સમછે દીપતા, બલી૦ દામોદર છે શેઠ; શોભા૦

પ્રેમચંદના પુત્ર છે, બલી૦ પંકાણા છે ઠેઠ. શોભા૦ ૩
ઈજત આખા દેશમાં, બલી૦ વાધી બહુ વીશેશ; શોભા૦
બાહાદુર છે બહુ ગામમાં, બલી૦ હીમતવાન હમેશ. શોભા૦ ૪
ગોપાળદાસ ગાજી રહ્યા, બલી૦ ઉલટ અંગ ન માય; શોભા૦
સામગ્રી સજ થઈ કરે, બલી૦ તત્પર પોતે થાય. શોભા૦ ૫
લખમીચંદ માણેકચંદ, બલી૦ મગનલાલ છે તન; શોભા૦
લક્ષ્મી ઘેર વાસો વસે બલી૦ ઉજળ જેનું મન. શોભા૦ ૬
ત્રીકમભાઈ તેવડ કરે, બલી૦ ઓછવ ઉપર આપ; શોભા૦
વરજલાલ તો વીર છે, બલી૦ લાલચંદ તેમના બાપ. શોભા૦ ૭
ડાહ્યા માણેકચંદ છે, બલી૦ ડાહાપણનો નહિ પાર; શોભા૦
સાવધાન સૌને કરે, બલી૦ પુત્ર પુત્રી પરીવાર. શોભા૦ ૮
કંળચંદ સુરચંદ છે, બલી૦ ગામ વીષે ગુણવાન; શોભા૦
દલીચંદ કુબેર વળી, બલી૦ ઘેહેલા ભગતી જાણ. શોભા૦ ૯
ટેકર સૌ ટોળે મળ્યા, બલી૦ વૃદ્ધ જુવાનને બાળ; શોભા૦
સજ થાય સૌ સામટા, બલી૦ ચાલે ચમકતી ચાલ. શોભા૦૧૦
કુંવરજી પ્રેમચંદ છે, બલી૦ કરતા મન વિચાર; શોભા૦
ઓછવ ઉપર આપણે, બલી૦ થાઓ સૌ તઈયાર. શોભા૦૧૧
મકન કીશોરદાસ છે, બલી૦ ગામ માંહી પ્રખ્યાત; શોભા૦
માનચંદ ભગતી વળી, બલી૦ વેદામાં વીખ્યાત. શોભા૦૧૨
વ્યાસવાડો વિવેકથી, બલી૦ મનમાં બહુ મકલાય; શોભા૦
હુંશ ઘણી હઈયા વિષે, બલી૦ ગુણ ગુરૂના ગાય. શોભા૦૧૩

તારાચંદ ઝવેરછે, બલી૦ જેઠા મોતીચંદ; શોભા૦
દામોદર વળી દીપતા, બલી૦ અમેચંદના નંદ. શોભા૦૧૪
આદદેઈ શ્રાવક ઘણા, બલી૦ કેટલાં કહું હું નામ; શોભા૦
વીરતાર વળી જાય છે, બલી૦ લાંબુ વાધે કામ. શોભા૦૧૫
સઘળું ગામ સંપે મળ્યું, બલી૦ વીસલપુર તે વાર; શોભા૦
શ્રીમાળી સૌ વાણિઆ, બલી૦ વળી ભેળા માળ્યા ભાવસાર. શો૦૧૬
શણગાર ધરે સૌ શોભતા, બલી૦ નઉત્તમ નરને નાર શોભા૦
વસ્ત્ર વિવીધ પ્રકારનાં, બલી૦ કહેતાં ન આવે પાર. શોભા૦ ૧૭
સુંદરી સૌ ટોળે મળી, બલી૦ મલપતી મંગળ ગાય; શોભા૦
વીધવીધ વધાઈ ગામમાં, બલી૦ ઘેર ઘેર આનંદ થાય. શો૦૧૮
આ અવસર આવે નહિ, બલી૦ ધનધન દહાડો આજ; શોભા૦
ગુરૂજીની ગાદી દીપશે, બલી૦ સરસે સૌનાં કાજ. શોભા૦૧૯
એમ અતિ રંગ રાચીયો, બલી૦ વાધ્યો ઘણો ઉમંગ; શોભ૦
કચાસ નહિ કશી વાતમાં, બલી૦ સઘળો માળ્યો સંઘ શો૦૨૦
સૌ મળી તત્પર થાય છે, બલી૦ વરતે મંગળ માળ; શોભા૦
કરજોડી ચુનીલાલ કહે, બલી૦ છઠી ઢાલ રસાળ. શોભા૦૨૧

---

### દુહા.

ગામ સૌ ગુણ ગાય છે, મળીને સઘળાં જંન;
દીક્ષા દાહાડો આવીઓ, સુણો ધરીને મંન. ૧

કેઈ સાલ સંવત છે, મહીનો તાથી ને વાર
શી રીત સંજમ લીધો, તેનો કહું વીસ્તાર. ૨
ઓછી અકલ માહરી, ઓછું વીપરીત થાય.
અરીહંતની સાખે કહું, પ્રાશ્ચિત દુર પળાય. ૩
વરણવ કરૂં સંજમ તણું, હીરાચંદનું જેહ;
સાતમી ઢાળે સાંભળો, નરનારી ધરીને સ્નેહ. ૪

## ઢાળ સાતમો.

(પંથીડા વાત કહે પુરછેહપીરે. એ દેશી.)

સંવતરે સંવત ઓગણીસેં વળીરે, અગીઆર ઉરી સાલરે;
ફાગણરે ફાગણ ફુલ્યો ફુલડેરે, સપ્તમી શુક્રવારરે.
સંજમરે સંજમ સુર થઈ આદરેરે, એ આંકણી. ૧
રૂપેરે રૂપે સુંદીર ફુટડારે, છોટી ઊંમર બાળરે;
કાંતીરે કાંતી અનોપમ ઓપતીરે, મુખડું લાલ ગુલાલરે. સં૦ ૨
ઊંમરરે ઊંમર વરસજ તેરનીરે, ભ્રમર ભ્રકુટી બેશરે;
નીરખીરે નીરખી સ્નેહ વાધે ઘણોરે, વહાલો લાગે વેશરે. સં૦ ૩
શેઠજરે શેઠજ શ્રીમાળી તણારે; દામોદર તેવારરે;
તેમનેરે ઘેરથી સંજમ આદરેરે; સજીને સૌ શણગારરે સં૦ ૪
લીલારે લીલા તેની શી કહુંરે, જુવે મળીને લોકરે;
દુખજરે દુખજ સૌ દુરે ટળ્યાંરે, સમીઆ સૌના શોકરે સં૦ ૫
લોકજરે લોક થયું સૌ એકઠુંરે, વીસનગર મોઝારરે;

ઊભારે ઊભા મળીને ઓટલેરે, હરખ ધરી અપારરે. સં૦ ૬
ગાતીરે ગાતી મળીને ગોરડીરે, વીસલપુરની નારરે;
ગુરૂનારે ગુરૂના ગુણજ ગાવતીરે, સુંદીર રાગ રસાળરે. સં૦ ૭
ચાલીરે ચાલીને સૌ આવીયારે, અપાસરાની માંહ્યરે;
ગુરૂજીરે ગુરૂજી રહી ત્યાં ગાજતારે, સોહો આવ્યાં ત્યાંહ્યરે. સં૦ ૮
લળીનેરે લળીને પાયે લાગતારે, જોડીને બેહુ હાથરે;
વચમાંરે વચમાં હીરાચંદછેરે, ઊભા સઘળા સાથરે. સં૦ ૯
ઇર્યરે ઇર્યાવહી ત્યાં ઊચરીરે, પઢીઓ તેહનો પાઠરે;
ગુરૂનારે સંનમુખે ઊભા રહ્યારે, શો કહુ તેનો ઠાઠરે સં૦ ૧૦
વીધીએરે વીધીએ માહાવ્રત આદર્યારે, ઝવેરરખની પાસરે;
જયજયરે જયજયકાર જગમાં થયોરે, પુરણ કીધી આસરે સં૦ ૧૧
શ્રાવકરે શ્રાવક સૌ વ્રત આદરેરે, જેવા જેથી થાયરે;
બાધારે બાધા બહુ જણે કરીરે, જાણી પુન્ય પસાયરે. સં૦ ૧૨
આદરીરે આદરી સૌ ત્યાં ચાલીયારે, પોતપોતાને ઘેરરે;
ઉત્તમરે ઉત્તમ સંજમ આદર્યોરે, વરતી લીલાલેહેરરે. સં૦ ૧૩
અધીકારરે અધીકાર ત્યાં સુધી કહ્યોરે, સાતે ઢાળ મોઝારરે
જાણ્યુંરે જાણ્યું તે જુગતે કહ્યુંરે ચુનીલાલ તેવારરે. સં૦ ૧૪

---

દુહા.

એણી રીત સંજમ લીયો, સમતાસાગર નીર;
તે પાળે મુનીરાજતણાં, કુંવરને પીર. ૧

પંચે આચાર પાળતા, રહેતા ગુરૂની પાસ;
વનીત થઈ વીનય કરે, કરણીમાં નહિ કચાશ. ૨
શી રીત સંજમ પાળીઆ, વીચરી દેશ પરદેશ;
મહીમા કહું મુનીવરતણો, ભુલ નહિ લવલેશ. ૩

## ઢાળ આઠમી.

(દેશી ઓખાહરણની.)

એમ રહે છે હીરાજી માહારાજ, લાખેણી છે જેની લાજ;
ગુણ ઝવેરરખના ગાવે, પછી કારણ તે શું થાવે. ૧
ગામ નગરે વીચરે સહી, ગુરૂનેરે, ચેલા તે તહી;
ભવ્ય જીવને કરતા બોધ, નથી આણે મનમાં ક્રોધ. ૨
ગુરૂ ઘરડાને આછે બાળ, વીહાર કરે તતકાળ;
નથી કાંઇ તે ખાંપણ ખોડ, બેઉની જુગતે મળી છે જોડ. ૩
વિચરંતા આવ્યારે ગામ, જેનું વીરમગામ છે નામ;
રહેવા ચોમાસુ માસ ચાર, કરવા શ્રાવકને ઉપકાર. ૪
વસ્તા વીરમગામ મોઝાર, કરતા પોતાનો ઉધાર;
હાંરે જેને લેહ મુગતની લાગી, કામ ક્રોધ કસાય તે ત્યાગી. ૫
એમ વહી ગયા માસ અઢાર, સંજમ લીધે થયા નીરધાર;
ગુરૂ ઝવેરરખ ગુણવાન, પછી ગયું શરીરનું માન. ૬
આવખુ તે પુરણ કીધ, સંથારો કરી સુરપદ લીધ.

પરભવમાં પોહોચ્યા ગુરૂ દેવ, પાછી શું રે બન્યું તતએવ. ૭
હીરાજીરે મુની તેવાર, રહ્યા એકલડા અણગાર;
નાની ઊમર રહ્યાછે એક, દીનદીન વાધે બુદ્ધિ વીષેક. ૮
મનોહર જેની છે મતી, જયકારી જુગતમાં જતી;
ભણે વિદ્યા થવા વિદ્વાન, બીજું અવર નહિ કાંઇ ધ્યાન. ૯
એવે વીરમગામ મોઝાર, મહાસતી શીરોમણી સાર;
વખતબાઈ છે જેનું નામ, એમના શારે કહું ગુણગ્રામ. ૧૦
આરજાજી મોટાંછે એહ, ઘણો આણે ધર્મ સ્નેહ;
તેમની પાસે હીરાજી ભણતા, કર્મરૂપી શત્રુને હણતા ૧૧
ઘોડું ભણ્યા તે તેમની પાસ, વાંચી સુત્રને કરે તપાસ;
જ્ઞાન ધ્યાનમાં જેનીછે વતિ, અવર ઉપર નજર નથી ઠરતી. ૧૨
વધારો વિદ્યાનો કરતા, ગામ નયરે ચાલેછે ફરતા;
વિચરંતા આવ્યા વઢવાણ, જીહાં પુંજારખ ગુણખાણ. ૧૩
પુજ્ય પુંજાજી પંડિત પુરા, એક વાતે નથીરે અધુરા;
સુત્ર સિધ્ધાંતના પારગામી, કંઠ કળામાં નથી કાંઇ ખામી. ૧૪
મધુરા શબ્દે મુનીવર બોલે, શેશનાગ સુણીનેરે ડોલે;
મોટા મહાનંત મુકે છે માન, એવા પુંજાજી ગુણવાન. ૧૫
દરીઆપરી ગચ્છમાં અલબેલા, સ્વામી શંકરરખના ચેલા;
ધર્મની રીધાડામાં જેનું નામ, દેશ દેશને સઘળા ગામ. ૧૬
તેમની પાસે હીરાચંદજી આવ્યા, પુજ્ય સાહેબને મન ભાવ્યા,
રાખ્યા ઉલટ અતિશે આણી, વીનયવંત વિવેકી જાણી. ૧૭

રહ્યા પંડિત કેરી પાસ, ઢાળ આઠમી કરી પ્રકાશ;
ચુનીલાલ લાગે છે પાય, સ્વામી કરજો મારી સાહ્ય. ૧૮

---

દુહા.

પુજ્ય પુંજારખ આગળે, વઢવાણ શહેર મોઝાર;
હીરાજી ભણતા હુવા, ક્ષણું ન લાગી વાર. ૧
વિદ્યા ભણે વિવેકથી, સમજે સુણી સિદ્ધાંત;
ઊંડા અર્થ જાણે અતિ, બેશીને એકાંત. ૨
જાણપણું જુગતે કર્યું, નહિ ખાંપણ કે ખોડ;
શ્રોતાજન સૌ સાંભળો, આળસ અળગો છોડ. ૩
ભણ્યા જે ભાવે કરી, સિદ્ધાંત આગમસાર;
ખટદ્રવ્ય બીજા થોકડા. પ્રાક્રમનો નહિ પાર. ૪
ગ્રંથ ચરિત્ર વાંચીયા, વાંચ્યા મોટા રાસ;
જાણપણું જે એમનું, પ્રગટ કરૂં પ્રકાશ. ૫

ઢાળ નવમી.

(છેલ છબીલારે સુણજો. એ દેશી.)

સુણજો સુણજોરે વાલા, હીરાચંદજી દિનદયાળા;
ભણીયા ગણીયારે ભાવે, કવિજન કીર્તિ કરીને ગાવે
સુણજો સુણજોરે વાલા. એ આંકણી. ૧

નવ તત્વનેરે જાણે, ક્રીયાને પદ્રી તે ટાણે;
દંડક દીલમાંરે ધરીયા, છકાય બોલ જીભ્યાએ કરીયા સુ. ૨
ગુણઠાણાનેરે આરા, પ્રકૃતિ આઠ તણા ભણનારા;
વકંતી વારરે કીધી, માન તજી મોઢે કરી લીધી સુ. ૩
શીખ્યા ધ્યાનેરે સુરા, અલ્પા બોધ ચઉઠાણું પુરા;
વળી વિવેકેરે જાણો, ધમ્માગમ પુરી પીછાણો. સુ. ૪
જંત્રમંત્રનીરે જુગ્તી, બીજા બોલ ઘણી કરી યુકતી;
વિધવિધ વાંચીરે ધારયા, નાના મોટા નયણે ન્યારા સુ. ૫
અંગ અગીયારેરે વાંચ્યાં, પૂરવ પુન્ય ઘણેરાં સાંચ્યાં;
સૌ આવીનેરે મળીયા, ભેગાં દુધસાકર જેમ ભળીયાં સુ ૬
ઉપાંગ અતિશેરે ભારી, પુજ્ય પંડિતની આગળ ધારી;
સમજણ લીધીરે સારી, ઊંડા અર્થ અતિ વિચારી સુ. ૭
મુળછે સુત્રરે ચાર, તેહ તણો સુણજો અધીકાર;
છેદને વાંચ્યારે ક્ષિણમાં, ભુલ નહિ કોઇ વાતે તીણમાં સુ. ૮
આવશ્યક અતિશેરે નાનું, ચોરાશીમાં નથી કાંઇ છાનું;
પ્રથમ પોતેરે ભણીયા, ગુણીયલ ગુરૂ પાસે તે ગણીયા સુ. ૯
સુત્ર વાંચ્યારે સઘળાં, પાપથી ભરતા પાછાં પગલાં;
દેતા ડરીનેરે ડગલા, જેથી કર્મના જાવે ઢગલા સુ. ૧૦
વાંચણી ચોખીરે ચાલે, જેવી ગાડી અગનની હાલે;
શુદ્ધ ભાષારે બોલે, સુગુનાં સૌના મનડાં ઓલે સુ. ૧૧
બીજા સુત્રનેરે ગ્રંથો, અન્ય મતીના અતિશે પંથો;

સર્વે વળીયારે જોઇ, ખામી તે વાતે નવી કોઈ સુ. ૧૨
જાણપણું જુગતેરે કરીયું, ધીરા થઈ રૂદીયામાં ધરિયું,
સ્થીર થઈ મનડુંરે ઠરીયું, કારજ સર્વે પોતાનું સરીયું સુ. ૧૩
પુજ્ય પુંજારખરે આગે, ભણતર ભણીયા રૂડા રાગે;
પંડિત બનીયારે પુરા, સીંહની પેરે થયાછે સુરા સુ. ૧૪
નવમી ઢાળરે નીરખી, પ્રગટ કર્યું મેં પોતે પરખી;
હરદું રહેછેરે હરખી, કહે મુનીલાલ બનાવી સરખી.
સુણજો સુગુણારે વાલા ૧૫

---

## દુહા

એમ ભણી હુંશીઆર થયા, પૂજ્ય પુંજાજી પાસ;
ગામ નગરે વીચરતાં, વીદ્યાનો થયો અભ્યાસ. ૧
પાંચ વરસ પુરાં થયાં, રહેતા એમની જોડ;
પુજ્ય પુંજાજી દેવ થયા, કાયા નગરી છોડ. ૨
મલુકચંદ મુનીરાજ છે, ગુણતણા ભંડાર;
તેમના ભેગા જઇ ભળ્યા હીરાજી અણગાર. ૩
ફરતાં દેશ વીદેશમાં, કરતા ઘણો ઉપગાર;
ભવ્ય જીવને બુજવે, પાળે શુધ આચાર. ૪
મલુકચંદજી ભેગાં થકાં, વહી ગયો કેટલો કાળ;
ચિત્ત રાખીને સાંભળો, કહેછે મુનીલાલ. ૫

## ઢાળ દસમી.

(રતનસી ગુણ મીઠડારે. એ દેશી)

સોથી શોભા સારી માહારાજનીરે, ઉત્તમ હીરાચંદ;
દરીઆપરી ગચ્છ દીપાવતારે, ગામ નગર નીશકંદ.
સોથી શોભા સારી માહારાજનીરે. એ આંકણી. ૧
દે ઉપદેશ વેરાગ્યથીરે, ભવીને પ્રતિબોધ;
દેશના દે મુનીવર દીપતીરે; પ્રિતે કરે પરમોદ. સો૦ ૨
વરસ આઠ વીતી ગયાંરે, આવી ઓગણીની સાલ;
શીશ્ય કરે શુભ સુલક્ષણારે; ત્રિભોવન તત્કાળ. સો૦
દશ.શ્રીમાળી છે દીપતારે, મોટી સાથ મોઝાર;
સંઘજી માલજી કેરા દીકરારે, ગુણતણા ભંડાર. સો૦ ૧
વીરમગામના વાસીઆરે, નાની ઉંમર બાળેવેશ;
પ્રથમ પહેલા તેમને બુઝવ્યારે, કરી જીનઉપદેશ. સો૦ ૨
બીજા રૂગનાથજીને બુઝવ્યારે, તરભોવનની જોડ;
ભાવસાર શ્રાવક કેરા દીકરારે, નહિ ખાંપણ કે ખોડ. સો૦
બને વેરાગ ત્યાં પામીઆરે, પછી આવ્યા ગામ કલોલ,
રૂઘનાથજીછે વરસ તેરનારે; તરભોવન વરસ સોળ. સો૦ ૩
કલોલ ગામમાં સંજમ આદરેરે, બેહુ મળીને જોડ;
પુલેકુ ફેરવ્યું ગામમાંરે, સૈના પોરયા કોડ. સો૦ ૮
મલુકચંદજી પાસે રૂઘનાથજીરે, સંસાર દીધો છોડ;
હીરાચંદજી આગે આદરેરે, તરભોવન કર જોડ. સો૦ ૯

પંચ માહાવ્રત આદરયાંરે; લીધો સંજમ ભાર;
વર્ગાત શીષ્ય હીરાજીતણારે, તરભોવન અણગાર. સો૦ ૧૦
હીરાચંદજી તરભોવનજીરે, ગુરૂ ચેલાની જોડ;
વૈરાગ ધ્યાનમાં ધાવતારે, મોહ મમતાને છોડ. સો૦ ૧૧
એમ વરસ ચાર વહી ગયાંરે, ગયા ભાદરણ ગામ મોઝાર;
પટેલ મીઠાજીને બુઝવ્યારે, કરીઓ બહુ ઉપકાર. સો૦ ૧૨
બુઝવી પ્રાંતીજમાં આવીઆરે, આવીઆ શેખાકાળ;
મીઠાજીને સંજમ આપવારે, ઓગણાસે તેવીની સાલ. સો૦ ૧૩
આડંબર અતીશે ર્ક્યોરે, સો શ્રાવકે તેવાર;
વરઘોડો તો વેગે ચડયોરે, ફરીઓ ગામમાં સાર. સો૦ ૧૪
માહાવ્રત મીઠાજીએ આદરયાંરે, પરહરીઆ બેહુ નાર;
ભકતી કરે મન ભાવતીરે; પામવા ભવનો પાર. સો૦ ૧૫
વરસ ત્રણ વીતી ગયાંરે, આવી છવીસની સાલ;
પટેલ લલુને રામજીરે, વસે ભાદરણમાં તે કાળ. સો૦ ૧૬
બુઝવી બેહુને સંજમ આપીઆંરે, આવી અમદાવાદ;
ઉપકાર કીધો અતી ઘણોરે, સુણી સૌની દાદ. સો૦ ૧૭
ઘણા જીવને દેછે દેશનારે, ગામ નગરપુર શેહેર;
સંસાર સમુદ્રથી તારતારે, વરતે લીલાલેહેર. સો૦ ૧૮
શીષ્ય કીધા ઘણા શોભતારે, સંક્ષેપે કહું સાર;
અગીઆર ચેલા ચેલી ત્રીસછેરે, ગુણવંત ગુણ ભંડાર. સો૦ ૧૯
તે સીવાય બીજા પ્રતીબુઝીઆરે, મુકી દીધો સંસાર;

મહાવ્રત બીજા મુનીપાસે આદરચાંરે પણ હીરાજી ઉપકાર સૌ० ૨૦
પ્રાણી વલ્લભ એમના મુખનીરે, દે દેશના તો દયાળ;
વરસ ઘણાં પછી વહી ગયાંરે, આવી તેતરીસ કેરી સાલ સૌ० ૨૧
વીહાર કરતાં કરતાં આવીઆરે, અમદાવાદ મોઝાર;
ઊતરચા છકોટીને અપાસરેરે, આજ્ઞા લેઈ તેવાર. સૌ० ૨૨
રાયપુર સારંગપુર વચમાંરે પંચમુખી હનુમાન,
તેના સનમુખ ધામછે શોભતુંરે, ઉતરીઆ ગુણવાન સૌ० ૨૩
રહે દીવસ બે ત્રણ વીતીયારે, પછી આવ્યું મુની સીર આળ;
કારણ કારમું નીપજ્યુંરે, ખોટા બનીયો ખ્યાલ. સૌ० ૨૪
ધસમું વીઘન આવી પડ્યુંરે, પુરવ કર્મ વિપેક;
પ્રગટ પાપ થયાં પરભવ તણાંરે, વાત બનીછે છેક. સૌ० ૨૫
ઘસમી વાત થઈ માહારાજનીરે, ચાલી આવી મુનીની પાસ;
સુણતાં શોક થયો મુનીરાજનેરે, જીવ થયો ઉદાસ. સૌ० ૨૬
વાંક કાઢે મુનીવર કર્મનોરે, ચિંતવે ચિત્ત દયાળ;
ઢાળ દસમી પુરણ થઈરે; કહેછે ચુનીલાલ. સૌ० ૨૭

---

## દુહા.

મનમાં મુનીવર ચિંતવે, કાઢે કર્મનો દોષ;
આતમ નિંદા મુનીકરે, રૂદીએ છોડી રૂષ. ૧

સાંતવણા ચિત્તમાં કરે, ધરી પ્રભુનું ધ્યાન;
વાંક ન દેખે કોઇનો મુકી મનનું માન. ૨

### ઢાળ અગીઆરમી.

(કાયા તે વાડી કારમી. એ દેશી.)
હીરાચંદજી હઇયા વીષે, વિચારેછે આપરે;
કર્મ કીધાં પરભવ વીશે, બહોળાં બાંધ્યાં છે પાપરે;
ઉદય થયા આજ માહ્યરે. એ આંકણી. ૧
જીવની હિંશા કીધી હશે, દયા દીલમાં ન લાવીરે;
અઘટીત કર્મ મેં આદરયાં, ખોટી ભાવના ભાવીરે. ઊ૦ ૨
મૃષાવાદ મુખે ભાખ્યો, સત્ય પુરી ન સાખરે;
જુગતી કરી જુઠાઇની, આળ પરને નાંખરે. ઊ૦ ૩
અદત્તા દાન લીધાં હશે, હરયો પારકો માલરે;
અશરણ ગરીબ જોયા વિના, પાડી પેટમાં ફાળરે. ઊ૦ ૪
શીયળ વ્રત ના સાચવ્યાં, સેવી પારકી નારરે;
રમણી રંગ રાચી કરી, સેવ્યાં પાપ અઢારરે. ઊ૦ ૫
ધાપ મારી ધન મેળવ્યું, પુંઠવાળી ન જોયુંરે;
મોટાં મંદીર ને માળીયાં, જોઇ મનડું મોહ્યુંરે ઊ૦ ૬
ક્રોધ કરીને કારમો; કીધું જબરૂં જુધ્ધરે;
પ્રાણ કાઢ્યા પંચેંદ્રી તણા, હાથ ગ્રહી આયુધ્ધરે; ઊ૦ ૭
માન કરી મનડા વીષે, અતિ આણ્યો અહંકારરે;
ગર્વ કરી ઘર ઘાલીયાં, લોકોનાં હજારરે. ઊ૦ ૮

મળવી માયા અતિ ઘણી, છળ કેટીક કીધારે;
અંતર કપટ મન કેળવી, વડા વિશ્વાસ દીધારે. ઊ૦ ૯
લોભ રાખ્યો પેટ પોષણે, વિધવિધ કીધો વેપારરે,
ઝાડ પાડને તોડીયા, નહિ લેખ્યુ લગારરે. ઊ૦૧૦
રાગ વિષે બહુ રીઝીઓ, ગાણું ગુણકાનું જોઈરે;
નાજુક નાચ પડાવીએ, મન રહ્યું છે મોહીરે. ઊ૦૧૧
દ્વેષ ધર્યો મુની ઉપરે, સુણી નહિ મુખ વાણીરે;
નીંદા કીધી નવી સેવીયા, અભીમાન તે આણીરે. ઊ૦૧૨
કંકાસ કલેસ કર્યા હશે, વીણ વાંકે જઈ વઢીઓરે;
ઝગડા જામ્યા જંપ્યો નહિ, પાપ પાસમાં પડીઓરે.ઊ૦૧૩
ચાડી કરી ચોટે જઈ, મર્મ પારકા બોલ્યારે;
છાનાં છીદ્ર પ્રકાસીયાં, ઘાંટા કાઢીને બોલ્યારે. ઊ૦૧૪
અવરણવાદ તે ઊચરયો, રાગ્ય અધર્મ ત્યાંહીરે;
મોટી માયા કેળવી પડ્યા મીથ્યાતમાંહીરે. ઊ૦૧૫
વ્રત લેઈને ભાગીયાં, સેવ્યાં પાંચ પ્રમાદરે;
પાપ કર્મ એમ બાંધીયાં, આદ દેઈ અનાદરે. ઊ૦૧૬
પ્રગટ થયાં મુજ ઉપરે, તેથી આવ્યું છે આળરે;
ચુનીલાલ કહે મુની ચીંતવે, અગીયારમી ઢાળરે. ઊ૦૧૭

## દુહા.

કાઢી વાંકજ કર્મનો, મુની કરે વિચાર;
કર્મ ખપાવા કારણે, કરૂં પરદેશે વિહાર. ૧
એમ જાણી મુની ઉઠીયા, પ્રાતુસ કાળ સવાર;
પડીકમણું પડી લેહણ કરી, મુની થયા તઈયાર. ૨
શીષ્ય સઘળાને કહીને, ચાલ્યા તેણી વાર;
જાણ પડી ગયા પછી, રાજનગર મોઝાર. ૩
મુની ગયા પ્રદેશમાં, શોકાતુર નરનાર;
હાય વીનોદ રૂદન કરે, તેનો કહું વિસ્તાર. ૪

## ઢાળ બારમી.

### રાગ મરશીઓ.

ઓય હાયરે પાણોને ધુમકા મચાયા એ દેશી.

ઓયરે ગુરૂજી ગયા ગુણધારી, સૌ રૂવે મળી નરનારીરે;
ઓય ઓયરે ગુરૂજી ગયા ગુણધારી એ આંકણી.
ગયા મુની પરદેશે ચાલી, કલ્પાંત થયો તત્કાળી;
ત્રાહ્યત્રાહ્યની પડીછે તાળીરે. ઓય. ૧
વાતસુણી ભેગા થયા લોક, નાના મોટાને ઘરડાની થોક;
સૌ શ્રાવકને પડીયોછે શોકરે. ઓય. ૨
રૂવે રૂવે ચેલાને ચેલી, ગુણવંત ગયા કેમ મેલી;

હવે કોણ અમારૂં એલીરે. ઓય. ૩
શ્રાવક શ્રાવીકા કલેશ કરેછે, જેના નેત્રથી નીર ઝરેછે;
જેમ વાદળથી પાણી ખરેછેરે. ઓય. ૪
સુની ગયા મોતીની માળા, બાવરીરે બની કોીક બાળા;
અંગે ઉઠે અગ્નિની ઝાળારે. ઓય. ૫
ઘણો શોક તે હૈયે ધરેછે, ઘેહેલા થઈને સર્વે ફરેછે;
કયાં ગયા કયાં ગયા કરેછેરે. ઓય. ૬
કોઈને ખાવું તે અન્ન ન ભાવે, ઘેર જાયને અપાશરે આવે;
શોકવાન અતિશે થાવેરે. ઓય. ૭
આવું મનમાં કોઈએ નહોતું જાણ્યું, કયાંથી આવી મળ્યું આ ટાણું
હાય શીદને વાયુંતું વાણુંરે. ઓય. ૮
આવી સંતાપ સૌને પડીયો, ગ્રહભાવ આવીને નડીયો;
આવો જોગ આવીને મળીઓરે. ઓય. ૯
આ દુખડું કેમ સહેવાશે, કોની આગળ જઈને કહેવાશે;
પુજય વિનાતે કેમ રહેવાશેરે. ઓય, ૧૦
કોઈને ઘરનું કામ ન ગમે, આ શોગ તે કેમ કરી સમે;
સૌ ભુલા થઈને ભમેરે. ઓય. ૧૧
ચાલી વાત જવાની તતકાળ, નાના મોટા તે ગામ રશાળ.
વાત સુણીને પડેછે ફાળરે ઓય. ૧૨
વાત ચાલી છે ઠામેઠામ, રોવા લાગ્યું વિસલપુરગામ;
તેમાં કેટલાનાં દેઊં નામરે. ઓય. ૧૩

રૂવે શ્રાવક શ્રાવીકાની ટોળી, બીજા બ્રાહ્મણ કણબીને કોળી;
ધ્રુશકા મુકે તે આંસુ ઢોળીરે. ઓય. ૧૪
ગોપાળદાસ સુણી ગાંડા થયા, ગુરૂ અંતરમાં વશી રહ્યા;
સુણી ચિત્ત તે ફરીને ગયારે. ઓય. ૧૫
વિસલપુરની વસ્તી છે ઝાજી, સાના કાળજાં રહ્યાં છે દાઝી;
રોશ રૂદેને નહિ કોઈ રાજીરે. ઓય. ૧૬
પ્રગટ પાલડી ગામ મીરોલી, સૌ રૂવેછે રૂદીયા ઓલી;
કહું કેટલું મુખે બોલીરે. ઓય. ૧૭
આ ઉદાશી નથી સમાતી, દારૂણ વેદના નથી દબાતી;
ચુનીલાલ કહે નથી ખમાતીરે.
ઓય ઓયરે ગુરૂજી ગયા ગુણધારી. ૧૮

---

દુહા.

શોકાતુર એમ સૌ થયા, મુની ગયા તિવાર;
હીરાચંદજી ચાલીયા, તેનો કહું અધિકાર. ૧
ગામ નગરે વીચરતાં કરતા ઉગ્રવીહાર;
પહાડ પર્વત અટવી વિષે પરીસહ સહે અપાર. ૨
સંકટ સહીને સંચરે, મુનીવર મહાઝુંઝાર;
ચોમાસુ જઈને કર્યું, દેજપુર મોઝાર. ૩
ધર્મ વધારો જઈ કર્યો, દેઈ મુની ઉપદેશ;

દેવચંદ શ્રાવક થઈ, ભક્તિ કરે હમેશ. ૪
જય જયકાર વરતી રહ્યો, પુરણ વાધી પ્રીત;
ત્યાર પછી શું નીપજ્યું, સુણો ધરીને ચિત્ત. ૫

## ઢાળ તેરમી.

(દેશી ગુણાવળીના કાગળની.)

વિચાર કરેરે વિવેકથી, હીરાચંદજી સારરે;
કાગળ લખવોરે કોડથી, પહોંચ્યાના સમાચારરે
વીરતી લખીરે વિવેકથી એ આંકણી. ૧
મહારા શ્રાવક શ્રાવીકા, મનમાંહી મુંઝાશેરે;
મુજ વિનાતો સર્વને, અંગે ઉચાટ થાશેરે વી. ૨
મોટા ખેતર માહરા ગુજરાતમાં ગાજેરે;
પત્ર લખુંરે પ્રીતથી, ઉલટ આણીને આજેરે વી. ૩
એમ વિચારી મન વિષે, આણી ઝાઝો સ્નેહરે;
રૂડી વધાઈ મોકલી, લખી કાગળ તેહરે વી. ૪
અમદાવાદમાં આવીઓ, પાનાઝવેરને ઘેરરે;
વાંચ્યો પત્ર વિવેકથી, વરતી લીલાલહેરરે વી. ૫
વળી વિસલપુરમાં, વેગે ગઇ વધાઇરે;
રાજી થયા રૂદીયા વિષે, સર્વે ભાઇને ભાઇરે વી. ૬
જય જયકાર થયો ઘણો, વાધ્યો અતી ઉમંગરે;
ગામ ગામના લોકને, થયો મનમાં ઉછરંગરે વી. ૭

પુજ્ય ગયા પરદેશમાં, ગુણતણા ભંડારીરે;
દર્શન કરવા તેમના, જાવું હર્ષ વધારીરે વી. ૮
તડોવડ તત્પર થયા, રાખી હઇયામાં હામરે;
ગયા વંદણ કારણે, કહું તેમના નામરે વી. ૯
દશાશ્રીમાળી વાણીઆ, વિસલપુરમાં વાસરે;
પ્રેમચંદના પુત્રછે, નામે ગોપાળદાસરે વી. ૧૦
વળી અમદાવાદના, નામે અનોપભાઇરે;
પાના ઝવેરના કુળમાં, અમથાશા જમાઇરે વી. ૧૧
પ્રાંતીજ શેઠ સાથમાં, રેવાદાસછે નામરે;
ભાવસાર છગનછે, રહેછે કાસંદ્રા ગામરે વી. ૧૨
ઇટાલાના પટેલીઆ, નામે વરધભાઇરે;
જણ અગીઆર તે ગામના, વંદણ ચાલ્યા શવાઇરે વી. ૧૩
એણી રીતે બીજા વળી, સૌ તત્પર થાયરે;
હોંશ ધરી હૈયા વિષે, વિનાએ વાંદવા જાયરે વી. ૧૪
ફેજપુરમાં જઇને, લાગ્યા મુનીને પાયરે,
સુખ સાતા પુછી કરી, ગુણ ગુરના ગાયરે વી. ૧૫
ભકિ કરે ભાવે કરી, નહિ ખાંપણ ઓડરે;
ભાવે ભેટ્યા ભલી પરે, પહોચ્યા મનના કોડરે વી. ૧૬
થોડા દિવસ રહીને, સહુ આવ્યા ઘેરરે;
ચોમાસુ ઉતરી ગયું, પછી શી થઇ પેરરે વી. ૧૭
ઢાળ તેરમી વર્ણવી, પ્રગટ મુની ફેજપુરરે;

ચુનીલાલ કહે સાંભળો, હવે આણું હજુરરે
વીરતી લખી વિવેકથી. ૧૮

---

દુહા.

રહ્યા ગુરૂ પરદેશમાં, આવ્યો કાર્તિક માસ;
કેમ કરી આવ્યા દેશમાં, કહું કરી પ્રકાશ. ૧
તાપી તટ સોહામણું, સુંદીર સુરત શહેર;
દયાધર્મ દીપી રહ્યો, ફતેભાઈને ઘેર. ૨
ઝવેરી જબરા બહુ, હીરાચંદના તંન;
વ્રત નેમ વિધીએ કરે, રાખી ઉજ્વળ મન્ન. ૩
પુરા પૈસાદાર છે, શહેર સુરતમાં સાર;
ઈજત આખા દેશમાં, વળી વગ વહેવાર. ૪
વિચાર કરે રૂદીયા વિષે, લાવું પુજ્યને દેશ;
આવભાવ અતિ કરી, વિનતી કરી વિશેષ. ૫
આણી ઉછરંગ અતી ઘણો, રાજી રૂદીયા સાથ;
પટ લખવાને બેશીયા, લેખણ લઈને હાથ. ૬

## ઢાળ ચોદમી.

(આવોને નંદલાલ રમવા આવોનેરે એ દેશી.)
આવોને મહારાજ અમ શહેર આવોનેરે એ આંકણી.

સ્વરત શ્રી ફેજપુરની માંહી ગુરૂજી ગુણવાણ અ.
હીરાચંદજી અનોપમ ઉત્તમ, ચતુર ચતુરસુજાંણ અ. ૧
લખે ફતેભાઇ શ્રાવક તમારો, સુરતનો રહેનાર અ.
વિનીએ વંદણા વાંચજો મારી, વીનીતી વારંવાર અ. ૨
સાહેબ સાચા સ્વામિ અમારા, શમતામાં ભરપુર; અ.
કીપાની કરૂણાના સાગર, દયાળુ કેમ વશ્યા દુર અ. ૩
ક્ષમા ખુબ ખરેખરી ખારી, ખુબી હુંશી આપ; અ.
ગંભીર ગુણ ઘણા ઘટમાંહી, અંતરમાહી અમાપ. અ. ૪
નેણ વેણ નયણે નિહાળી, ભુલ્યા ભુતળમાં ભાન, અ.
નીરખી નાથ નીરોપમ ન્યારા, મુક્યું મનથી માન. અ. ૫
ચતુર ચિત્ત વિષે ચળકો છો, મલપંતા મહારાજ; અ.
ચંદન ચંદ્ર શીતળ તુમ તેવા, શોભો છો સફરી આજ. અ. ૬
જાણપણું જગમાંહીરે ઝાઝું. ત્યાગ્યારાગને રીસ; અ.
જશવંત જીવ સદા જયકારી. આણંદી અહોનીશ અ. ૭
પંડિત અખંડિત આપ અનોપમ, વલ્લભ વાણી રસાળ; અ
પ્રાક્રમી પુરા બહુ છોરે સુરા, અંતરમાં ઉજમાળ. અ. ૮
મમતા મારી સોભા બહુ સારી, મુનીવર મહા ઝુંજાર; અ.
મહા વ્રતધારી સદા હેતકારી. ભારી ગુણ ભંડાર. અ. ૯
ધર્મ શું પ્રીતી નથીરે અનિતી, રીતી રૂડી આપ; અ.
ધીરજ ધરતા આત્મકામ કરતા, ખર્તા ખીણ ખીણ પાપ. અ. ૧૦
દોષને તજતા પ્રભુનેરે ભજતા, શજતા શીયલ શણગાર; અ.

કર્મને ટાળોને પાપ પ્રજાળો, બાળોછો અણગાર. અ. ૧૧
દીલમાં ડાહ્યા જાણી ભેદ પાયા, લાયા મન સંતોષ; અ.
લોભને છોડી કરોધને તોડી, મોડી મુળગો રોશ. અ. ૧૨
વાંચી સુત્ર જાણ્યા અંતરમાંરે આણ્યા, શાણા થઇ સીરદાર; અ.
દેશના સારી સુણે નરનારી, ધારી ચિત્ત મોઝાર અ. ૧૩
ચારીત્ર પાળો મગ્ન થઈ મહાલો, ચાલો ગવેષણા સહી; અ.
સંજમ રાગી તરશના તાગી, લાગી લાલચ નહિ. અ. ૧૪
સુંદીર સ્વામિ કહુ શીરનામી, ખામી નહિ લગાર; અ.
વીત્રાગી વેશે ગયા પરદેશે, આતમના આધાર. અ. ૧૫
અમને ચિત્ત ચુકી ગયા સૌને મુકી, એમ ન કરીએ નાથ; અ.
સુનું તુમવિના સુણો મારી બીના, વિચારી રહીયા સાથ. અ. ૧૬
ક્ષેત્રછે ખાલી આવો પુજ્ય ચાલી, અમ ઉપર આણી મેહેર; અ.
નજર રાખી દયા દીલ દાખી, આવો સુરત શહેર. અ. ૧૭
પુજ્ય પધારોને ધર્મ વધારો, કાંઇ કરો ઉપકાર; અ.
દેશમાં આવો ક્ષેત્રને દીપાવો, શીંગાડા શીરદાર. અ. ૧૮
ધણી થઈ ચાલો માર્ગ અજવાળો, આપ સ્વામી ગુરૂદેવ; અ.
સૌ વિસવાસે રહ્યા તુમ આશે, રાખીને તતએવ. અ. ૧૯
દર્શન હવે દીજે પાવન સૌને કીજે, રીઝે તીર્થ ચાર; અ.
વિનંતી ધરજો તર્ત પરવરજો, વર્તે જયજયકાર. અ. ૨૦
ચૌદમી ઢાળ વિનંતી રસાળ, પત્ર લખ્યો તત્કાળ; અ.
માણસ સાથે આપ્યોછેરે હાથે, કહેછે ચુનીલાલ; અ. ૨૧

## દુહા.

એમ વિનંતી પત્ર વીનવી, આપ્યો તેણીવાર;
ભાવસાર ગોરધન છે, એક માણસ તેની લાર. ૧
હરખે કાગળ આપીઓ, કરી ભલામણ સાર;
જઈને લાવો પુજ્યને, મહુરત જોઈ આવાર. ૨
સુભ દીવસ જોઈ સંચરા, બંને જણ હુંશીઆર;
ઝટપટ જઈને પોગ્યા, ઈજપુર મોઝાર. ૩
જઈને કાગળ આપીયો, હીરાચંદ રૂખી જેહ;
વીગતવાર ત્યાં વાંચીયો, લખી બીના સૌ તેહ. ૪
વાંચી મન વિચારીને, તરત થયા તઈયાર.
હીરાજી આવ્યા તણો, સુણો હવે અધીકાર. ૫

## ઢાળ પંદરમી.

### દેશી માંમેરાની.

પ્રીતે ઈજપુરથી પરવાર્યા, આવે સુરત શેહેરની માંહ્ય;
હરખ ઘણો ત્યાંહ્ય, મુની ભલે આવીયા. એ આંકણી. ૧
વાધ્યો આનંદ સૌને અતિ ઘણો, ઘેરઘેર તે મંગળ ગાય;
ખુસી સૌ થાય; મુની ભલે આવીયા. ૨
રંગ ઉમંગ અંગમાં વાપીઓ, પ્રીતે પ્રગટ્યા પ્રેમ અથાગ,
ખીલ્યો જેમ બાગ, મુની ભલે આવીયા ૩

સ્નેહ ધરી સૌ નરનારીઓ, જેને હર્ષે ઉલટ નમ
સામા સૌ જાય, મુની ભલે આવીયા.
મુની તલસીજી તતપર થયા, તેડે કાળાજી અણગાર
થયા તઈયાર, મુની ભલે આવીયા. ૫
ફતેભાઈ તે મનમાં ફુલાઈને, અતિ કરેછે આડંબર;
સૌ એમનું ઘર, મુનીવર ભલે આવીયા. ૬
ભાઈ માણિકચંદ મલકાઈને, જેને પુજયના ઉપર પ્યાર;
વાલ્યો આવાર, મુની ભલે આવીયા. ૭
બીજા શ્રાવકને વળી શ્રાવીકા, ધરી મનમાં અતીસે કોડ;
ચાલ્યું સૌ જોડ, મુની ભલે આવીયા. ૮
અંગે આભુષણ અતી ઓપતા, વસ્ત્ર પહેર્યા ધરીને વિવેક;
બાકી નહિ એક, મુની ભલે આવીયા. ૯
પેરી ઓઢીને સૌ પરવર્યા જોવા મળીઆ ગામના લોક;
સમ્યા સૌના શોક, મુની ભલે આવીયા. ૧૦
હાલંતા માલંતારે આવીયા, જઈ લાગ્યા ગુરૂજીની પાય;
લંબીકર બાય, મુની ભલે આવીયા. ૧૧
મુની આગળ પાછળ સૌ ચાલતા, આવ્યા અપાસરોછે જયાંય;
ઉતર્યા છે ત્યાંય, મુની ભલે આવીયા. ૧૨
ધનધન દાહાડો છે આજનો, મુનીવર પધાર્યા આજ;
સર્યાં સૌના કાજ, મુની ભલે આવીયા. ૧૩
મુની પ્રગટ થયા સુરત શેહેરમાં, ફતેભાઈ આશા રાખી ભેર

ધરી ભરપુર, મુની ભલે આવીયા. ૧૪
મેં તો હરખે મુનીને આણીયા, રૂડું આવ્યું અવસરનું ટાણું;
નક્કી ખરચું નાણું, મુની ભલે આવીયા. ૧૫
દ્રવ્ય ખરચું તેડાવી દેશને, પત્ર લખું ગામેગામ;
ધરીને હામ, મુની ભલે આવીયા. ૧૬
એમ વિચારીને વિવેકથી, કાગળ લીધા ધરીને પ્રીત;
લખેછે અચીત, મુની ભલે આવીયા. ૧૭
લખી ગામ નગરે જણાવીયું. સૌ આવજો સુરત શેહેર;
આણીને મેહેર, મુની ભલે આવીયા. ૧૮
સૌના ભાગ્યે મુનીવર પધારીયા, માટે આવી કરો દર્શન;
સૌ ગુણીજન, મુની ભલે પધારીયા. ૧૯
કોડે કંકોતરી લખી કહાવીયું, શેહેર અમદાવાદ છે નામ;
વીસલપુર ગામ, મુની ભલે આવીયા. ૨૦
ઢાલ પંદરમીતો પુર્ણ કરી, સુણી વાતને મંગળ માલ;
કહેછે ચુનીલાલ મુની ભલે આવીયા. ૨૧

---

### દુહા.

સુણી વાત મુની વરતણી, ઊલસીયુંછે સહુ;
શીઘ્રે ચાલ્યું વાંદવા, કોડે કરીને કહું. ૧
અમદાવાદ આણંદીયું, વીસલપુર છે સુર;

કોડે કાસંદ્રા સહી, ગોધાવી ભરપુર. ૨
મીરોલીને પાલડી, વડોદરા વઢવાણ;
ઇટોલાને વણછરા, પ્રાંતીજ પ્રમાણ. ૩
નરનારી સૌ ગામના, દર્શન કરવા જાય;
ભાવ ધરીને સાંભળે, તેની કહું રચનાય. ૪

## ઢાળ સોળમી.

(મારૂં સોનાનુંછે બેડું રે છેલછબીલા છોગાળા એ દેશી.)

જવા સુરત મન્ન વિચારીરે, લટકેમટકે ચાલેછે;
નરનારી હરખ વધારીરે, લટકેમટકે ચાલેછે,
ચાલો ચાલો તત્પર થઇએરે, લટકેમટકે ચાલેછે;
પુજ્યનાં દર્શન કરવા જઇએરે, લટકેમટકે ચાલેછે. ૧

શંઘ અમદાવાદનો ભારીરે લટકે૦
સારા દેશમાં શોભા સારીરે; લટકે૦
પાનાચંદ ઝવેર સવાઇરે, લટકે૦
થયા શંઘવી વજાભાઇરે. લટકે૦ ૨
રાયચંદ ઝવેર કુળ દીવોરે, લટકે૦
ભાઇ પરસોતમ ઘણું જીવોરે; લટકે૦
બલીહારી એમની માડીરે, લટકે૦
આબરૂ ઇજત ઘણી કાઢીરે. લટકે૦ ૩
ઘણી હુંશ અતીશે લાવીરે, લટકે૦

ઘેરઘેર ખબર કહાવીરે; લટકે૦
સૌ શ્રાવક તઈયાર થાવોરે, લટકે૦
આણંદે સાથે આવોરે. લટકે૦ ૪
જવા નાની મોટી નારીરે, લટકે૦
પેહેરે વસ્ત્ર રૂપ શમારીરે; લટકે૦
સણગાર શરીરે ધરતીરે, લટકે૦
દર્પણ લેઈ ટીલડી કરતીરે લટકે૦ ૫
કલ્લાં કાંબીએ ઘુઘરા ઘમકેરે, લટકે૦
ચાલ ચાલેને ઠમઠમ ઠમકેરે; લટકે૦
કોઇને સેરો સારી ખળકેરે, લટકે૦
ચોખ્ખી ચાંદી તેથી ચળકેરે. લટકે૦ ૬
વીંટલા જોટવાછે જોડેરે, લટકે૦
પહેર્યાં ફુલ ધરીને કોડેરે; લટકે૦
કલ્લીકંકણ હાથે ઝળકેરે, લટકે૦
સોના સાંકળા આગળ ઢળકેરે. લટકે૦ ૭
છેડે ઘુઘરીઓ ઘણી લટકેરે, લટકે૦
ઝીણી વાગેને હીંડે મટકેરે; લટકે૦
ગળબંધ ગળે નાકે વાળીરે, લટકે૦
તેના ઉપર વેણ રસાળીરે. લટકે૦ ૮
કાળીગાડી જડાવને જાળીરે, લટકે૦
સોના પોર ગંઠણમાં ઘાલીરે; લટકે૦

આપે ઝુંમણાને જવારીરે, લટકે૦
ઉપર ઘુઘરીઓ બહુ ભારીરે. લટકે૦ ૯
શિશપટી મોતીની માળારે, લટકે૦
ઘણા ચંદન હાર રૂપાળારે; લટકે૦
ઘુઘરી પુંચી બાંધી હાથેરે, લટકે૦
બાજુબંધ બાંધ્યા તે સાથેરે. લટકે૦ ૧૦
સોના સુંદીર ભારે વાંકરે, લટકે૦
એની શોભા આળે આંકરે; લટકે૦
કડાં માદળીયાં કર ઘાલ્યાંરે, લટકે૦
બહુ હુંશ ધરીને બાળારે. લટકે૦ ૧૧
છલ્લા વેઢ આંગળીએ વીંટીરે, લટકે૦
માંહી શોભે સોનાની લીટીરે; લટકે૦
નાકે નૌતમ કાંટો ધર્યોરે, લટકે૦
ટાંક્યાં મોતીને ચુની જડીઓરે. લટકે૦ ૧૨
ખરા મોતીનાં લોળીયાં કાનેરે, લટકે૦
નંગ જડીયાંને મનડું માનેરે; લટકે૦
વળી મચકણીયાએ મોતીરે, લટકે૦
પહેરી પ્રેમ મુખડું જોતીરે. લટકે૦ ૧૩
વસ્ત્ર ધરીયાં નૌતમ કાઢીરે, લટકે૦
પહેરી પચરંગી સાડીરે; લટકે૦
ઘણા પહેર્યા સુંદર સાળુરે, લટકે૦

સોના ડોરને પોત રૂપાળુંરે. લટકે૦ ૧૪
સોરચોળીને કબજા કસીયારે, લટકે૦
મોટાં મોળીયાં આગે ડસીયાંરે; લટકે૦
ઘેર ઘાઘરે ફરતી કોરરે, લટકે૦
ભરત ભરીયાને મુકચા મોરરે. લટકે૦ ૧૫
એમ આભુષણ ઉમંગેરે, લટકે૦
અતી પહેર્યાછે ઉછરંગેરે; લટકે૦
ચંચળ થઈ ચતુર ચાલેરે, લટકે૦
ઘણી ગાતી ગીત રૂપાળેરે. લટકે૦ ૧૬
વળી મળીયા નરના જોટારે, લટકે૦
હુંશેથી નાના મોટારે; લટકે૦
પહેરે પાઘડી અવળે આંટેરે, લટકે૦
ઘણા અત્તર અંગે છાંટેરે. લટકે૦ ૧૭
દોપટા જરી દોશાલરે, લટકે૦
મુખ લોવાને રૂમાલરે લટકે૦
અસ્ત્રીબંધ અંગરખા ધરીયારે, લટકે૦
પેહેરી ઓઢીને પરવરીયારે. લટકે૦ ૧૮
એક એકથી શોભા સારીરે, લટકે૦
શું વર્ણું કરૂં વીસ્તારીરે; લટકે૦
વાગે આગે છત્રી વાજુંરે, લટકે૦
કહું ઘોડું જાણો ઝાઝુંરે. લટકે૦ ૧૯

એમ આણંદે સૌ ચાલ્યારે, લટકે
મંનરંજ મગ્ન થઈ માલ્યારે; લટકે૦
જઈ બેઠા ગાડી અંદરરે, લટકે૦
સૌ આવ્યા સુરત બંદરરે. લટકે૦ ૨૦
ઢાળ સોળમી થઈકે પુરીરે, લટકે૦
કોઈવાત નહિ અધુરીરે; લટકે૦
હવે સુરતમાં શું થાશેરે, લટકે૦
ચુનીલાલ કહે સુણો ભાવેરે. લટકે૦ ૨૧

---

દુહા.

એમ આવ્યા સુરત શહેરમાં, વાંદ્યા મુની કરજોડ;
આવભાવ સુરત તણો, સુણજો આળસ છોડ. ૧
સુરત સૌ ટોળે મળી, શાધરમીની પાસ;
વીનય કરે વિવેકથી, બહુ કરી બરદાસ. ૨

ઢાળ સતરમી.

(સુણો દીલ્લી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશેરે. એદેશી.)

સુખ શાંત સૌ નરનાર, જમણ જુગ્તથી જમરે;
વીધવીધના જુદી પ્રકાર, જમણ૦ ૧
લાડુ લાકડશી મોતીચુર; જમણ૦

કુળી કણસાઇ કર્યા ભરપુર. જમણ૦ ૨
પેંડા બરફી મશાલાદાર; જમણ૦
પસ્તા એલચી માંહી અપાર. જમણ૦ ૩
જાડી જલેબીને ઘેબર; જમણ૦
ખાંડ પાઈ તેના ઉપર. જમણ૦ ૪
મગદળ મરકીને મગસ; જમણ૦
ઘી ઘાલી કર્યા એકરસ જમણ૦ ૫
ધારી ગુંજાનો ઘણો સ્વાદ; જમણ૦
ખાઇ આવે અતિ ઉર યાદ. જમણ૦ ૬
સારી સુતરફીણી સરસ; જમણ૦
જમનાર આપે જશ. જમણ૦ ૭
સુંદીર શીરો પુરી સાર; જમણ૦
ખાંડ કણસારને ઘીની ધાર. જમણ૦ ૮
દળ દઇથિરાં દીલ પરસંન; જમણ૦
ખાય ખાજા ધરીને મંન. જમણ૦ ૯
ફીણી ફટદઇ કડકા થાય; જમણ૦
દાંત અડ્યા વિના ઓગળી જાય;જમણ૦ ૧૦
સફેત સુંવાળી ઘણી ઘેવ; જમણ૦
ઘૃત ખાંડ ઘણી તત્એવ. જમણ૦ ૧૧
મોટી રોટલી સોનેરી કેળા; જમણ૦
ખાય ખાંત કરીને ભેળા. જમણ૦ ૧૨

બન્યો ખીરંજ ભાત અથાગ; જમણ૦
તેના સ્વાદતણો નહિ તાગ. જમણ૦ ૧૩
બહુ બાસુદીને શીખંડ; જમણ૦
થાય પેટમાં શીતળ ઠંડ. જમણ૦ ૧૪
દીલ મોહ્યું જોઈ દુધપાક; જમણ૦
ભાત ભાતના તળીયા શાક. જમણ૦ ૧૫
તાળ્યા કારેલા મુકી તેલ; જમણ૦
ભીંડા રવૈયાંનો નહિ મેળ. જમણ૦ ૧૬
ગલકા ગીલોડાને ગવાર; જમણ૦
મેથી મોગરી મજાદાર. જમણ૦ ૧૭
વાલોળ વાંકડી સરસ શમારી; જમણ૦
તાજી તુરીઆની તરકારી. જમણ૦ ૧૮
પરવર પાપડીઓ કરી પ્રીત; જમણ૦
મરી મશાલા ભરી રૂડી રીતે. જમણ૦ ૧૯
તાળ્યા કોળા કરીને વિવેક; જમણ૦
ભલા ભજીયા ગરમ વીશેક. જમણ૦ ૨૦
કાચાં કેળાં છોલી એકાંત; જમણ૦
ખડખડીઆ કર્યાં ધરી ખાંત. જમણ૦ ૨૧
ઉતરે ઉનાને મુકતા જાય; જમણ૦
દાઝે જીભને ચમચમ થાય. જમણ૦ ૨૨
મળવ્યું દહી માનું સુખદાઈ; જમણ૦

કર્યાં રાયતાં નાંખી રાઈ. જમણ૦ ૨૩
વઘાર દેઈ વટાણા વઘારા; જમણ૦
મરી મરચા મીઠે સુધારા. જમણ૦ ૨૪
ચણા ઝાલરને છમકારા; જમણ૦
માંહી મુકી સરશીયાની ધારા. જમણ૦ ૨૫
અથાણું અતી પ્રકાર; જમણ૦
તેનો શીરે કહું વિસ્તાર. જમણ૦ ૨૬
સુંદીર દાળ તે સારી સુધારી; જમણ૦
હીંગ મરચાં મુકી વઘારી. જમણ૦ ૨૭
દહી ભાગીને કીધી કઢી; જમણ૦
ઊની ઊની સહુને પીરશી દીધી. જમણ૦ ૨૮
છુટો ભાત કમોદનો કીધો; જમણ૦
ઘી લવીંગનો દોરો દીધો. જમણ૦ ૨૯
સહુને બેઠા પાતા પાણી; જમણ૦
ઘેર બેઠા ખબર મેં જાણી. જમણ૦ ૩૦
પછી આપે સોપારીને પાન; જમણ૦
સૌને દેઈ આદરમાન. જમણ૦ ૩૧
દીનરોજ જમણ જુદી જાત; જમણ૦
દાળભાત જમે પ્રભાત. જમણ૦ ૩૨
તરેહ તરેહવારથી કરે તાલ; જમણ૦
જમવાની પડે રસાલ. જમણ૦ ૩૩

થોડામાં લેજો માની; જમણ૦
આ વાત નથી કાંઈ છાની. જમણ૦ ૩૪
કહી સતરમી આ ઢાળ; જમણ૦
સંક્ષેપ કરી ચુનીલાલ. જમણ૦ ૩૫

---

## દુહા.

એમ જમતા જુગતે કરી, દીવસ થયા છે ચાર;
ભાવ ધરી લહાણું કર્યાં, સુરત શેહેર મોઝાર. ૧
અરસપરસ એક એકનો, જુગતે વાધ્યો જસ;
ભાવ ધરી મુની વાંદતાં, વીતી ગયા દીન દસ.
આગ્ના લેઈ આગ્રહ કરી, પ્રીતે કીધી પેર;
મુનીવાદીને પરવરા, પોત પોતાને ઘેર.
રહ્યા મુની સુરત વીષે, પોતે હીરાચંદ;
ધર્મ ધ્યાન વાધ્યો ઘણો, દીન દીન પ્રેમ આણંદ. ૪
ત્યાર પછી શું નીપજ્યું, સુણજો શ્રોતાજંન;
હરખ ધરી હઈયા વિષે, ઉજ્જળ રાખી મંન.

## ઢાળ અઢારમી.

દેશીનણદલની.

(મારા રાજાને ધર્મ સુણાવજો. એ દેશી.)

ઓગણીસ ચોત્રીસની સાલનું, સુરતશેહેર ચોમાસ હો ભવીયણ;
નરોત્તમ મુનીરાયને, પ્રીતે રાખ્યા પાસ.
હો ભવીઅણ ભાવધરીને સાંભળો. એ આંકણી. ૧
લલુજી અણગારના, શીષ્ય સુધા છે સાર; હો૦
રાજી થઇ રહીઆ વીશે, સુંપ્યા તેની વાર. હો૦ ૨
હીરાજી નરોત્તમ મુની, પુરણ કરી ચુમાસ; હો૦
હેત કરીને ઉઠીયા, સહુની પુરી આસ. હો૦ ૩
વીહાર કરીને વિચરે, હર્ષએ ધરીને હામ; હો૦
મહીના આઠ એમ ગાળીયા, આવ્યા વીસલપુર ગામ. હો૦ ૪
ચોમાસુ ત્યાં કરયું, શ્રાવકનો ઘણો ભાવ; હો૦
ભકતી કરે ભાવે કરી, રાખી મન ઉમરાવ. હો૦
ફરી ચોમાસુ ઉઠીયા, આવી છવીસની સાલ; હો૦
છ મહીના ફરી આવીયા, વીસલપુર તત્કાળ. હો૦ ૬
ગોવીંદજી ગુણવંત છે, ઉત્તમચંદ છે તન; હો૦
દશાશ્રીમાળી વાણીયા, વૈરાગ વાસ્યો મન. હો૦ ૭
પુજ્ય પાસે તે આવીયા, બોલ્યા શુભ વચન; હો૦
મ ૨ કરી અમ ઉપરે, સંજમ દો ગુણવંત. હો૦ ૮

વનિત દીઠા વીવેકથી, દીધી દીક્ષા સાર; હો૦
વેગે વીસલપુર ગામમાં, વઈશાખ માસ મોઝાર. હો૦ ૯
શીશ્ય કરી ત્યાંથી સંચરા, આવ્યા શહેર વઢવાણ; હો૦
ચોમાસુ મુનીવર રહ્યા, ચારે ચતુર સુજાણ. હો૦ ૧૦
વીત્યું ચોમાસુ ઉઠીયા, કરતા ઊગ્ર વિહાર; હો૦
ગામ પ્રાંતીજ આવીયા, ચોમાસુ અણગાર. હો૦ ૧૧
વીરમગામના વાસીયા, મગનજી છે નામ; હો૦
શ્રાવણમાં સંજમ લીયો, પ્રીતે પ્રાંતીજ ગામ. હો૦ ૧૨
ચાર ચેલા હીરાચંદજી, ગુરૂ ચેલાની જોડ; હો૦
ગામના શ્રાવક શ્રાવીકા, સહુના પોચ્યા કોડ. હો૦ ૧૩
કરી ચોમાસુ સડત્રીસનું, ઉઠા છે મુનીરાય; હો૦
વીચરન્તા પછી આવીયા, વીસલપુર સુખદાય. હો૦ ૧૪
શ્રાવકની વિનતી સુણી, રહ્યા ચોમાસુ દયાળ; હો૦
વીસલપુર મધ્યે સહી, ઓગણી અડત્રીસની સાલ. હો૦ ૧૫
અડત્રીસ અસાડ માસમાં, હીરાજીને આવ્યો મંદવાડ; હો૦
શરીર સૌ સોશાઈ ગયું, નર્મ પડી છે નાડ. હો૦ ૧૬
લોહીનું પાણી થયું, તગી રહીછે ટાળ; હો૦
વેદના વ્યાપી રહી, સહન કરે ઊજમાળ. હો૦ ૧૭
વાત ચાલી મંદવાડની, ગામે ગામ થાય; હો૦
નરનારી સહુ ગામના, દરશન કરવા જાય. હો૦ ૧૮
એક વાંદીને આવતા, બીજા થાય તઈયાર; હો૦

મોટા મેળો વિસલપુરમાં ચાલે લોકની લાર. હો૦ ૧૯
વીસલપુરના વાણીયા, સરવે મળી તેવાર; હો૦
ઘર ધંધો અળગો કરી, રાખેછે સંભાળ. હો૦ ૨૦
દીન દીન માણસ આવતા, જેમ જેમ જાણે તેમ; હો૦
વંદે જઇ મુની રાજ્યને, નવીન કરતા નેમ. હો૦ ૨૧
જેમ જેમ દહાડો જાયછે, તેમ તેમ વાધે દુઃખ; હો૦
શમતાભાવે મુની સમે, સુરા થઇ સનમુખ. હો૦ ૨૨
દુઃખ વધ્યું છે દેહીમાં, અંતે થઇ આખર; હો૦
સંથારો સુધો કરો, મન ધરી મુનીવર. હો૦ ૨૩
અડત્રીસ આસો માસમાં, શુકલ પક્ષ મોઝાર; હો૦
એકાદસી અતી ભલી, રંગીલો રવીવાર. હો૦ ૨૪
દીવસના દસ વાગતાં, હીરાજી તતએવ; હો૦
આવખું પુરણ કરૂં, મુની થયા છે દેવ. હો૦ ૨૫
ઢાળ પુરી અઢારમી, કહ્યો એ અધીકાર; હો૦
ચુનીલાલ ચરણે નમી, વીનવી વારમવાર. હો૦ ૨૬

---

## દુહા.

દેવ થયા મુની દીપતા, હીરાજી રૂખી રાય;
જોવા કારણ સહુ મળ્યા, વીસલપુરની માંય. ૧

ગામ ગામના માનવી, વસ્તી વરણ અઢાર;
આવ્યું વીસલપુરમાં, ગણતા નહીં સુમાર. ૨

## ઢાળ ઓગણીસમી.

(હુંરે આવીછું મહી વેચવારે લાલ. એ દેશી.)

જુવે મળી નરનારીઓરે લાલ,
વીસલપુર મોઝાર, સહુ સાંભળોરે લાલ;
ભીડ થઈ ભારે ગામમાંરે લાલ,
માગ મળે ન લગાર. સહુ સાંભળોરે. લાલ.
ધનધન પુજ્ય હીરાચંદજીરે લાલ. એ આંકણી. ૧
ઊંચ વરણ ઉભી ગામમાંરે લાલ,
બાહારછે બીજા લોક, સહુ સાંભળોરે લાલ;
ભાગોળે ભરપુરછેરે લાલ,
માણસ થોકા થોક. સહુ સાંભળોરે લાલ ધન૦ ૨
શ્રાવક સરવે ગામનારે લાલ,
મળીયા અપાસરામાંહ્ય; સહુ સાંભળોરે લાલ;
હરખે કરી ઉછામણીરે લાલ,
તરેહ તરેહની ત્યાંય. સહુ સાંભળોરે. ધન૦ ૩
વાંસ વાઢીને કરી પાલખીરે લાલ,
ઉપર જરીનો તાસ સહુ સાંભળોરે લાલ;
ઊંચોને અતી શોભતોરે લાલ,

મઢીયોછે ચોપાસ સહુ સાંભળજોરે લાલ ધન૦ ૪
ફરકે ધજા ઉપર ધરીરે લાલ,
ઝુકી રહ્યા નીસાન સહુ સાંભળજોરે લાલ;
હાંડી તકતા ટાંગીયારે લાલ,
વાંકેરી ભલી કમાન સહુ સાંભળજોરે લાલ ધન૦ ૫
તાણીને તોરણ બાંધીયુંરે લાલ,
માંહી મોતીની ઝુલ સહુ સાંભળજોરે લાલ;
ચાર છેડા ચોપાસછેરે લાલ,
સરખીછે સમતુલ્ય સહુ સાંભળજોરે લાલ. ધન૦ ૬
માંહી બેસાર્યા મુનીરાજનેરે લાલ,
વાળી પલાંઠી સાર સહુ સાંભળજોરે લાલ;
ચારે જણાએ ઉચકીરે લાલ,
હુંશ ધરી અપાર સહુ સાંભળજોરે લાલ. ધન૦ ૭
આગળ દીવીદાર દીપતારે લાલ,
વિવીધ પ્રકારનો ધુપ સહુ સાંભળજોરે લાલ;
સુગંધી શોહામણીરે લાલ,
આવે અતી અનુપ સહુ સાંભળજોરે લાલ, ધન૦ ૮
ગુલાલની ગટા થઈરે લાલ,
ઉડે અબીલ અપાર સહુ સાંભળજોરે લાલ;
જય જય શબ્દ બોલતારે લાલ,
મુખે કરે ઉચ્ચાર સહુ સાંભળજોરે લાલ. ધન૦ ૯

રૂપામાર પઈસા ઘણારે લાલ,
સોના ચાંદીનાં ફુલ સહુ સાંભળોરે લાલ;
ભરભર મુંઠી ફેંકતારે લાલ,
ઉછળે છે અતુલ્ય સહુ સાંભળોરે લાલ. ધન૦ ૧૦
સમસાને સહુ લેઈ ગયારે લાલ,
સાબર ફીનારે સાર સહુ સાંભળોરે લાલ;
પાલખી પચરંગી ભલીરે લાલ,
ઉતારી આવાર સહુ સાંભળોરે લાલ. ધન૦ ૧૧
સુકી સુખડને લાકડેરે લાલ,
અગ્ની લગાડી આગ સહુ સાંભળોરે લાલ;
જતના કરીને જીવનીરે લાલ,
મુનીને દીધો ડાગ સહુ સાંભળોરે લાલ. ધન૦ ૧૨
ડાગ દેઇને સહુ આવીયારે લાલ,
તજીજ કરીને ત્યાંય સહુ સાંભળોરે લાલ;
મુનીવર મન નવી વીસરેરે લાલ,
વસીયા રૂદેમાંહ્ય. સહુ સાંભળોરે લાલ. ધ૦ ૧૩
ગુણવંત પુજ્ય હીરાચંદજીરે લાલ,
પ્રીતેછે પ્રખ્યાત સહુ સાંભળોરે લાલ;
તરણ તારણમુનીરાજજીરે લાલ,
પાયે નમુ પ્રભાત સહુ સાંભળોરે લાલ. ધન૦ ૧૪
રાસ કર્યો રસ વાચીયોરે લાલ,

રેહે થયો રળીઆત સહુ સાંભળજોરે લાલ;
ઓગણીસ ઢાળ અતી ઓપતીરે લાલ,
પુજ્ય ચરીત્રની વાત સહુ સાંભળજોરે લાલ. ધન૦૧૫
ઓગણા છેતાલીની સાલછેરે લાલ,
અલબેલો આસો માસ સહુ સાંભળજોરે લાલ;
સુદ પડવે ભોમવારછેરે લાલ,
પુરણ કર્યો આ રાસ સહુ સાંભળજોરે લાલ. ધન૦૧૬
રાજ્યનગર રળીયામણુંરે લાલ,
સારંગપુરની પાસ સહુ સાંભળજોરે લાલ;
તળીઆની પોળ તણેવડેરે લાલ,
વચમાં મારો વાસ સહુ સાંભળજોરે લાલ. ધન૦ ૧૭
દશાશ્રીમાળી વાણીયોરે લાલ,
શ્રાવક ધર્મ રશાળ સહુ સાંભળજોરે લાલ;
પુત્રછું નરસીદાસનોરે લાલ,
નામે ચુનીલાલ સહુ સાંભળજોરે લાલ. ધન૦ ૧૮
ભુલચુક હોય જો માહરીરે લાલ,
અધીકુ વીપ્રીત ભાખ્ય સહુ સાંભળજોરે લાલ;
મીછામીદુકડં મુજનેરે લાલ,
અરીહંત સીધની શાખ સહુ સાંભળજોરે લાલ;
ધન ધન પુજ્ય હીરાચંદજીરે લાલ. ૧૯

ઇતીશ્રી પુજ્ય હીરાચંદજીનો રાસ સંપુર્ણ ભુલચુક મીછામીદુકડં.

# बारमासी.

## દુહા.

શ્રીજીન પદ પંકજ નમું, ગુણધર મુનીવર સંત;
વરદાયક વર સરસ્વતિ, સમર્થ હોય અનંત. ૧
બારા માસી સાંભળો, એક મન એક ચિત્ત લાય,
બીસરત બારે ભાવના, પ્રેમ સદા સુખદાય. ૨

૧ કહે અષાડ સંસાર માંહી, થીર નાહી તનધન જોબના;
સુત બંદુ બીનતા રૂપ દેખી, કયા ભયા મન મોહના.
મદબીંદ સમ એ સુખ ભનીઆણ; જાણ સંજા રાગ એ;
સંસાર સબ અસાર ભાઈ, ચિત્ત ધર જીનમાર્ગે.
૨ શાબન કહે શરણો ન કોઈ, ધર્મ બીન ઈસ જીવકા;
ઈન્દ્ર ચંદ્ર સુરેન્દ્ર ચક્રી, શબી પારે રીવકા.
આણ જમ શીરપે પોકારે, શરણ ના ઈશ ખલકમે;
સંગ સાથી તુરંગ હાથી, છોડના એક પલકમે.
૩ ભાદુ કહે સંસાર અટબી; ચારૂગતમાં ભટકત ફીરયો;
સુખ દુઃખ જનમ મરણ વેદન; કરત નર સુર અવતરયો.
સંસાર બનમેં વીપત જોટા, લખ ચોરાશી ચોહટે;
જીનધર્મશું મનલાય પ્રાણી, કરમ ફંદતા સુકટે.
૪ આસોજ મેં જીવ એકલો, અનાદકો ભટકત ફીરયો;
અનાદશું જીવકો રૂલ્યો, શુધ જ્ઞાનમેં આતના ધરયો.

જીવ જહાં ત્યાં એકલો, જીવ કરમકે બસ નાચીઓ;
નીજગુણ બીસારે મોહ ધારે, લોભ કે સંગ રાચીઓ.
૫ કારતીક કહે અનુભવ બીચારો, જીવ પુદગલ ભીનહેં;
ખીર નીર જયું મીલ રહે, શુદ્ધ આતમા જડ અન્ય હેં.
જડ ચેતના દોય એક માને, એહી મીથ્યા ભર્મહેં;
શુદ્ધ રૂપ ચેતન ભીન માને, એહીં સમકીત ધર્મહેં.
૬ માગશર કહે એ તન અપાવન, કયા અજ્ઞાની સુચ કરે;
હાડપીંજર ચામ ચાદર, તાહશું મન મોહ ધરે.
મળ મુતરમેં નીશ દીન બસ્યો, સતબાર ધોએ શુદ્ધ નહિ;
દયા દાન સંતોષ જપ તપ, એહી સુચ જીનવર કહી.
૭ પોસમ હીરદે બીચારો, પંચ આશબીર પરહરો;
મદ આઠ પાંચ પરમાદ તજ, શુદ્ધ આત્મા નીરમળ કરો.
કખાય ચારકુ બીસન સાતુ, કુમતકુ દુરે તજો,
શુદ્ધ ભાવ ધાર બીશાર ભરમ કુલ, રૂઢ તજી સમતા ભજો.
૮ માઘમેં સંવર ધરો, દ્રઢ શીયળ ધર્મ દીપાવીઓ;
દોબીસ પરીસા જીતકે, શુદ્ધ ધ્યાન નીરમળ ધાઈઓ.
પંચ ચારીત્ર ધર્મ દસબીધ, આઠ પ્રબચનની ભાવના;
મનમથ જારો કર્મ ટાળો, દયા ધર્મ દીપાવના.
૯ ફાગુન સમ બસંતકી, તપ ભેદ દ્વાદસની જરા;
પીંચકારી સંજમ રંગ ગુણ; શતવીશ લીએ પરવરા.
ધર્મ ધ્યાન મરદંગ સમતા, શીલ કેશર તન સજો;

કર્મ ધુળ ઉડાયકે, ઘડ મુકતમેં અનહડ ભજ્જે.
૧૦ ચેતમેં ચિત્ત ચેતજે, નેકી નરભવ પાયકે;
શુદ્ધ સાધ સંગત કીજીએ, જીનધર્મશું મન લાયકે.
અનુભવ અનાદ શમાદ નીજ ગુણ, ત્રિય રતન હીરડે ધરો;
શુધ્ધ મોક્ષ માર્ગ જ્ઞાન દરશન, પંચ ઇન્દ્રી બસ કરો.
૧૧ બૈશાકમેં બસ કીજીએ, મનખીશે ભોગ વીકારશુ;
અનાદશું જીવડો રૂલ્યો, મીટા ન મોહ સંસારશું.
શતતીનસે તેતાલીશ રાજુ, ભમ્યો નવનવ ભેસમેં;
જન્મ મરણ અનંત વેળા, એક એક ભયો પરદેશમેં.
૧૨ જેઠમેં અવસર મીલ્યો, ફીર મનીખ જન્મ હેં દોહલો;
એત્ર આરજ કુળ શ્રાવક, દીર્ઘ આયો તન ભલો.
દેહી નીરોગ શુધ્ધ સાધ સંગત; જીન બાની શરવણ સહી;
ધર્મ ઊદ્યમ પ્રેમ સરધા, એ દુલ્લભ જીનવર કહી.
આણ મન બેરાગ તુમ ભાઈ, ભાખ્યો નીરમળ ભાવના;
પુજ હરજીમલજી કહે સાધશું, રીખ રત્નચંદજી ગુણ ગાવના.



## લાવણી.

શીખ સાંભળજ્જે સતગુરૂકી,
જીનસેં હોય ભવ પાર લારલો ખરચી પરભવકી;
જીવકા નહિ હે ઇતબારી,
પાવ પલકમેં બીસર જાય સબ ધરો રહે પરવારી,

પુન ને પાપ આવે લારી.
કરણી હોય સો કરલે, આગળ હોયગા નીસતારી;
પાપસેં ડરના, માહારાજ પાપસેં ડરના.
સતગુરૂકી સંગત કરના, જીનસેં ભવસાગર તરના;
કરણી કરો ભવ તરણેકી,
જીનસેં હોય ભવ પાર લારલો ખરચી પરભવકી. શી૦૧
જીવ પડયો કરમ આંખ ચાળે,
ઊંધધુંધ ઔર શીરે માનવી કાંઇ નહી સંભાળે;
આઉખુ આવશે અકાળે,
ચેતી શકે તો ચેત પ્રાણી પેહેલી બાંધો પાળે.
તરો ભવ જીસેં, માનવી તરો ભવ જીસેં;
મત ગર્વ રાખ કોઈ કઇસેં, બોલણો ઘણો નરમાઇસેં
ભાષા બોલો અમરત રસકી,
જીનસેં હોય ભવપાર લારલો ખરચી પરભવકી. શી૦૨
માનવી હઇઓ શડો રાખો,
કરો જુઠો ત્યાગ સાચ અબ મુખસેંથી ભાખો;
સાચ શીર કારણ હેં અદકો,
સાચ સમા નહિ કોઈ, શરણો સંતનાથજીકો. ૫૬
સંત જન સહાઇ, મહારાજ સંતજન સહાઈ
તારૂં નામ સદા સુખદાઇ, ભવભવમાં હોય કમાઇ
કટુંબલ કટે સુકરમાકી,
જીનસેં હોય ભવપાર લારલો ખરચી પરભવકી. શી૦

માનવી ચાર ગતમાં રૂળીયો,
પુરવ પુન્ય ઉદય કરીને માનવ ભવ પાયો;
કુટંબ દેખીને લોભાયો,
અંતકાલકી વેળા હુઈ, ત્યારે કોઈ નહિ છોડાયો.
અકાલે જાવે, માનવી અકાલે જાવે
સબ ઠાંકો ઠાં રહે જાવે, થારી લહાર કોઈ નહી આવે.
બીનતી કરો સતપુરૂષાકી,
જીનસેં હોય ભવપાર લારલો ખરચી પરભવકી. શી૦ ૪

इति श्री स्वामी हीराचंदजीनो
रास, बारमासी, लावणी समाप्त.